# રાજપુત જીવનસન્ધ્યા:

## રમેશચન્દ્ર દત્તની
## નવલકથા

બંગાળીમાંથી

અનુવાદ કરનાર:

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ**



પ્રકટ કરનાર:
પુસ્તકાલય સહાયક સહકારી
મંડળ, લિમિટેડ
વડોદરા

મૂલ્ય: રૂ. ૧

# પ્રકાશકની પ્રસ્તાવના

**આ નવલકથા** મૂળ બંગાળીમાં મર્હૂમ ભારતમિત્ર રમેશચંદ્ર દત્તે લખેલી છે. એનો અનુવાદ કેટલાંક વર્ષો પૂર્વે સ્વ. નારાયણ હેમચન્દ્રે પ્રસિદ્ધ કર્યો હતો; પણ તે પુસ્તક મળતું નહિ હોવાથી અને વાચકવર્ગમાં તેની માગણી હોવાથી પેટલાદ મિત્રમંડળે, ભાઇ નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ પાસે અનુવાદ કરાવી, સને ૧૯૦૯માં એ પુસ્તકની ૧૦૦૦ પ્રત પ્રસિદ્ધ કરી હતી. એક બે વર્ષમાં જ એની બધી પ્રતો વેચાઇ ગઇ, અને છતાંયે તેની માગણી ચાલુ રહેવાથી ૧૮ વર્ષની લાંબી મુદ્દત પછી એજ અનુવાદની તેટલીજ પ્રતની આ બીજી આવૃત્તિ "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ." ફરીથી પ્રસિદ્ધ કરે છે અને આશા રાખે છે કે પુસ્તકાલયોના યુગમાં વાચકવર્ગને આ અનુવાદ બહુજ પસન્દ પડશે.

એજ સુપ્રસિદ્ધ બંગાળી લેખકની 'મહારાષ્ટ્ર જીવનપ્રભાત' નામની નવલકથાનો ભાઇ નરસિંહભાઇએ કરેલો અનુવાદ મંડળ તરફથી છપાય છે અને થોડાક વખતમાં વાચકોના હાથમાં મૂકાશે.

આ બન્ને અનુવાદોની એકેક આવૃત્તિ ભાઇ નરસિંહભાઇએ કંઇ પણ બદલાની આશા રાખ્યા વિના પ્રસિદ્ધ કરવાની પરવાનગી મંડળને આપી છે, તે માટે મંડળ તેમનો આભાર માને છે.

રાવપુરા,
વડોદરા.
રામનવમી, '૮૩

**દેવીદાસ હરગોવિંદદાસ શાહ**
પ્રમુખ,
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# સમાવેશ:

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ
પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૧૮ : ૪ : '૨૭

રાજપુત

# જીવનસંધ્યા

૧

## આહેરિયા

भुवः कम्पामिव जनयतां चरणशब्देन कर्णाकृष्टज्यानाञ्च मदकलकुररकामिनिकंठकुजितकलेन शरनिकरवार्षिणाम् धनुषाम् निनादेन प्रचालितमिव तदरण्यमभवत् ।

कादम्बरी.

**ઇ. સ. ૧૫૭૬ના** ફાગણ માસના પડવાને દિવસે મેવાડ પ્રદેશમાં આવેલા સૂર્યમહેલ નામે પર્વતગઢમાં મહા કોલાહલ સંભળાતો હતો. એક ઉંચા પર્વતશિખર ઉપર આ કિલ્લો આવેલો છે. કિલ્લાની ચારે બાજુએ વૃક્ષપૂર્ણ પર્વતમાળા અને ખીણો બહુ દૂર સુધી દૃષ્ટિએ પડે છે. પ્રાતઃકાળનો બાળસૂર્ય અનન્ત પર્વતો અને ખીણો ઉપર પોતાનાં કિરણો વરસાવે છે અને તે સર્વને સુવર્ણરંગે રંગે છે, પ્રાતઃકાળની મન્દમન્દ વાયુલહરીઓથી એ અનન્ત વૃક્ષમાળામાંથી સુન્દર મર્મરશબ્દો નિસરે છે, વૃક્ષનાં પાન પર

શિશિરબિન્દુ સુન્દર મુક્તામાળાની સુન્દરતાનું અનુકરણ કરે છે, વસન્તનાં પક્ષીઓ વૃક્ષની ડાળો પર બેશીને કલ્લોલ-ગાન ગાય છે, અને કિલ્લાની ભીત ઉપરથી જોતાં જ્યાં સુધી દૃષ્ટિ લંબાય ત્યાં સુધીના પર્વતો અને ખીણો સૂર્ય-કિરણમાં સ્નાન કરી પરમ શોભા પામતાં દેખાય છે. ઝણ-ઝણ શબ્દથી કિલ્લાના દરવાજા ઉઘડ્યા, સેંકડો ઘોડેસ્વારો લાંબા ભાલા લેઇ બહાર નિકળી પડ્યા. ધીરેધીરે એ ઘોડે-સ્વારો કિલ્લાના પર્વત ઉપરથી ઉતરવા લાગ્યા, તેમની તલવારો અને ભાલા સૂર્યકિરણમાં ચમકારા મારવા લાગ્યા. ઘોડાની ખરીઓ અથડાતાં પત્થરોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. થોડા જ સમયમાં તેઓ પર્વતની તળેટીમાં આવી પહોંચ્યા ને એક વનમાં પ્રવેશ કરવા લાગ્યા.

આજે આહેરિયા, અર્થાત્ વસન્તપ્રારમ્ભનો વાર્ષિક મૃગ-યાદિવસ છે આજના શિકાર ઉપરથી વર્ષમાં થનાર યુદ્ધોનું શુભાશુભ ફળ ગણી કાઢવાનું છે; આથી જ સૂર્યમહેલનો પ્રભુ દુર્જયસિંહ સેંકડો ઘોડેસ્વારોને લેઇ મૃગયાને માટે નિકળી પડ્યો છે. મેવાડ પ્રદેશમાં ચન્દાવતકુળ યુદ્ધમાં ને દુઃખમાં બહુ આગળ પડતું છે; એ પ્રસિદ્ધ વંશમાં દુર્જય-સિંહ જેવા વીર યોદ્ધાએ અને વિભીષણ પ્રતિજ્ઞા લેનાર સેનાનીએ કદી જન્મ લીધો જ નથી. તેની ઉમર ત્રીસ વર્ષની જણાતી હતી, શરીરે ઉંચો હતો, બે આંખોમાંથી અગ્નિ ઝરતો હતો, શરીરમાં રાક્ષસબળ હતું. એના જમણા

હાથમાં લાંબો ભાલો હતો અને તેના શરીરની માંસપેશીઓ લોઢાના જેવી મજબુત હતી. દુર્જયસિંહના સહચરો પણ ચન્દાવતવંશની પેદાશના હતા ને દુર્જયસિંહના યોગ્ય સહચર હતા.

કિલ્લા ઉપરથી ઉતરી ઘોડેસ્વારો ગાઢા જંગલમાં આવી ઉભા. પશુઓની શોધમાં કેટલાક શિકારીઓને વનમાં મોકલ્યા હતા તે એકેએકે પાછા આવવા લાગ્યા ને પશુનો કંઇ પત્તો લાગતો નથી એવા સમાચાર દેવા લાગ્યા. પરન્તુ શૂરા યોદ્ધાઓ આથી નિરુત્સાહ ન થતાં વનમાં પ્રવેશ કરવા લાગ્યા. વનનું સૌન્દર્ય તો અતિશય મનોહર હતું. કોઇ સ્થળે સૂર્યકિરણ વચમાં થઇને સરી જતું ને ફૂલ અથવા દુર્વા સાથે ગેલ કરતું હતું, તો કોઇ સ્થળે વન એવું ગાઢું હતું કે દિવસે પણ ત્યાં રાત્રિના જેવો અન્ધકાર દિસતો. ઘડીમાં પર્વત અને શિલાખંડ ઉપર થઇને, તો ઘડીમાં સુંદર ઝરણાં પાસે થઇને, વળી ઘડીમાં ખુલ્લા મેદાનમાં થઇને યોદ્ધાઓ નિઃશબ્દે ભ્રમણ કરવા લાગ્યા. વસન્તકાળના આરમ્ભમાં ખેતરો, ઝાડો, પર્વતો, ગીણો સુન્દર શોભા ધારણ કરી રહ્યાં હતાં. યોદ્ધાઓ પણ જીવનના વસન્તમાં ઉદ્વેગે અને વીરમદે મત્ત થઇ બહાર નિકળી પડયા છે. સર્વે ઉત્સાહપૂર્ણ બની ગયા છે, સર્વે ગર્વિત બની ગયા છે, સર્વે આનન્દમય બની ગયા છે. મૃગયાના જેવો ઉત્સાહપૂર્ણ વ્યવસાય રાજસ્થાનમાં બીજો ના હોય, આહે-

રિયાના જેવો આનન્દમય દિવસ બીજો ના હોય.

થોડો વખત વનમાં રખડયા પછી યોદ્ધાઓ એક મેદાનમાં આવી પડયા. એ મેદાનની સામેના વૃક્ષોની ઘટામાં ઢંકાએલો એક પર્વતગઢ હતો. દુર્જયસિંહે અમાત્યને પુછ્યું: "પેલો કિલ્લો પાહાડજી ભૂમિયાનો દેખાય છે, ખરૂં કે?"

અમાત્યે ઉત્તર આપ્યો: "હા, એવો કિલ્લો જો અધમ ભૂમિયાઓના હાથમાં ના હોત ને વીર યોદ્ધાઓના હાથમાં હોત, તો મહારાણાને આ યુદ્ધમાં વધારે સહાયતા મળી શકત."

દુર્જયસિંહ: "ભૂમિયાઓ યુદ્ધશિક્ષણ લેતા નથી એ ખરૂં, પણ પ્રસંગ આવ્યે પોતાના કિલ્લાનું શત્રુઓથી રક્ષણ કરવામાં તો યથાયોગ્ય સાહસ દેખાડે છે."

અમાત્ય: "ખરૂં, પણ ભાલા કરતાં હળ ચલાવવામાં તેઓ વધારે તત્પર રહે છે."

સર્વે ખડખડાટ હશી ઉઠયા. એક યોદ્ધો બોલ્યો: "ભૂમિયાઓ કિલ્લા કરતાં જમીનનું રક્ષણ કરવાને વધારે તત્પર રહે છે. યોદ્ધાઓ કદીકદી દુર્ગચ્યુત થઇ પડે છે. પણ વંશપરમ્પરાથી ભૂમિયાઓની સન્તાનસન્તતિ ભૂમિનો ઉપયોગ કરતી આવે છે. શત્રુ પણ ભૂમિ લેઇ શકે

નહિ, રાણાજી પણ લેઇ શકે નહિ."

અમાત્ય: "ઉન્દર એક વાર ભૂમિમાં પેઠો, એટલે તેને કાઢવો ખરેખર કઠણ છે."

ફરી સર્વે ખડખડાટ હશી ઉઠ્યા.

યોદ્ધાઓ ઘણું રખડ્યા. જંગલમાં, મેદાનમાં, પર્વતમાં, ગુફામાં ફરી વળ્યા. ગઇ સાલે જે જે સ્થળે શિકાર મળી આવ્યો હતો, તે સર્વ સ્થળ જોઇ વળ્યા. અન્ધકારમય વનમાં, સુંદર નદીતટે, શાન્ત શબ્દશૂન્ય મેદાનમાં રખડી વળ્યા.

મધ્યાહ્ન થવા આવ્યો છે, પણ શિકારનો કંઇ પત્તો લાગતો નથી. શિકારીઓ જંગલોમાંથી રખડીરઝળી પાછા આવ્યા, પણ કોઇ શિકારના સમાચાર લાવી શક્યા ના. સૂર્યનો તાપ ધીરેધીરે વધવા લાગ્યો, યોદ્ધાઓ લલાટ ઉપરનો પરસેવો લુંછવા લાગ્યા ને એકબીજાની સામે જોવા લાગ્યા. "આ વન શું પશુહીન છે?" "એક પણ મૃગ મળી આવતો નથી!" "આ વર્ષ શું સૂર્યમહેલને અશુભ નિવડવાનું?" એમ નાના પ્રકારના ઉદ્ગારો નિકળવા માંડ્યા. ઉંડો વિચાર કરી દુર્જયસિંહ બોલ્યો: "બન્ધુઓ! આપણા ઘોડા થાકી ગયા છે ને હવે ક્યાં સુધી ફોકટ ફાંફાં માર્યા કરીશું? આપણે હવે ઘોડાઓને વિશ્રામ આપવો ઘટે છે, અને આપણે પણ વિશ્રામ લેઇએ.

પછી આ વિશાળ વનપ્રદેશમાં એકાદ વરાહ છુપાઇ રહ્યો હશે, તો દુર્જયસિંહ તેને હણશે, નહિ તો ફરી કદી હાથમાં ભાલો લેશે નહિ.” સર્વેએ આ વિચારને સમ્મતિ આપી અને એક વનઘટા તરફ ચાલ્યા.

તે સ્થળ અતિશય રમણીય હતું. વૃક્ષમાળાનાં પાંદડાં એવાં સજ્જડ આવી ગયાં હતાં કે મધ્યાહ્નનાં સૂર્યકિરણ પણ તેને ભેદી શકતાં નહોતાં. માત્ર સુવર્ણરેખાની પેઠે કોઇ કોઇ સ્થળે સૂર્યકિરણો ઝાડપાનમાં થઇ જમીનને ચુમ્બન કરી શકતાં હતાં. જમીન સ્વચ્છ થએલી છે, નવી શ્યામ દુર્વાએ શીતળ છાયામાં સુન્દર રૂપ ધારણ કર્યું છે. એ ગાઢા વનમાં કંઇ શબ્દ થતો નથી, મધ્યાહ્નને સમયે પણ એ વનઘટા શાન્ત, શબ્દશૂન્ય, નિસ્તબ્ધ છે; એવું નિસ્તબ્ધ કે વૃક્ષ પરથી એકાદ સુકું પાંદડું ભૂમિ પર પડે તો તેનો પણ શબ્દ સંભળાય છે, એક બે વનપંખીઓનો મધ્યાહ્નનો રસભીનો શબ્દ પણ સંભળાય છે, પાસે એક સુકુમાર નદીનું સુન્દર સંગીત કાનને આનન્દ આપે છે. યોદ્ધાઓ ક્ષણભર સ્તબ્ધ બની જઇ એ સ્થાનની શોભા નિહાળવા લાગ્યા. ભાસ થાય છે કે કોઇ વનદેવીની પૂજા માટે પ્રકૃતિએ અનન્ત સ્તમ્ભસારસ્વરૂપ વૃક્ષમાળા દ્વારા જાણે આ શાન્ત લીલું મન્દિર રચ્યું હોય ને! નદી જાતે જાણે વીણા વગાડતી હોય ને!

ઘોડા ઉપરથી ઉતરીને યોદ્ધાઓ શ્યામ દુર્વા ઉપર

બેસવા લાગ્યા. કંઇક થાક ખાઇ નદીમાં હાથમ્હોં ધોવા લાગ્યા. ફળફૂલાદિ તૈયાર હતાં, તે દુર્ગેશ્વર અને તેના યોદ્ધાઓ આનન્દે ખાવા લાગ્યા. પુરાતન આચારને અનુસરી દુર્ગેશ્વરે 'દોના' અર્થાત્ પોતાના પાત્રમાંની આહાર-સામગ્રી યોદ્ધાઓને મોકલી આપી, તેમણે પણ તે સમ્માન-સામગ્રીનો હેતે સ્વીકાર કર્યો. નાના પ્રકારની વાતોથી અને હાસ્યથી વન ગાજી ઉઠ્યું. ઇતિહાસનાં પાનાં ઉકેલાવા લાગ્યાં, પૂર્વયુદ્ધોની કથાઓ થવા લાગી. કેવી રીતે યોદ્ધાઓ કિલ્લાની ભીંત ઓળંગી ગયા હતા, કેવી રીતે શત્રુને હણ્યો હતો, સાલુમ્બ્રાપતિની પ્રીતિ મેળવી શક્યા હતા, રાણાજીનો ધન્યવાદ પામી શક્યા હતા, વગેરે કથાઓ થવા લાગી. "આજ તો વળી મેવાડપ્રદેશના અનેક શત્રુઓ, દિલ્હીશ્વર પોતે પણ આવ્યો છે; મારવાડ, અમ્બર, બિકાનેર અને બુન્દીના રાજાઓ મ્લેચ્છની સાથે મળી જઇ મેવાડ પર ચઢી આવે છે. પરન્તુ રાણાનો અવશ્ય જય થશે. જય નહિ થાય તો ચન્દાવતકુળ એ યુદ્ધભૂમિમાં પ્રાણ સમર્પશે, ચન્દાવતકુળ પલાયનને જાણતું નથી." દુર્જયસિંહના આ શબ્દોની સાથે યોદ્ધાઓ ઉત્સાહથી અને ઉલ્લાસથી તેને ધન્યવાદ દેવા મંડી પડ્યા.

દુર્જયસિંહ બોલ્યો: "આઠ વર્ષ પૂર્વે જ્યારે અકબરે ચિતોડ હાથ કર્યું, ત્યારે રાણા ઉદયસિંહે કિલ્લાનો ત્યાગ કર્યો, પણ સાલુમ્બ્રાપતિ સાહીદાસે કિલ્લો ત્યજ્યો ના,

ચન્દાવતકુળેશ્વર સાહીદાસે કિલ્લો ત્યજ્યો ના. ચારણદેવ! તે દિવસની કથા એકવાર આ યોદ્ધાઓને સુણાવો, ચન્દાવતકુળે કેવે પ્રકારે યુદ્ધ કર્યું હતું તે સાંભળીએ."

આહેરિયાને દિવસે ચારણ ઘેર રહે ના. દુર્ગેશ્વરની ઇચ્છા પ્રમાણે ચારણદેવે સાહીદાસનાં વીરત્વગીત લલકારવા માંડયાં. ચિતોડના નાશને સમયે દુર્જયસિંહ અને તેના યોદ્ધાઓ એ કિલ્લામાં હતા. ચારણદેવનું ગીત સાંભળીને તે દિવસની સ્થિતિ તેમના હૃદયમાં જાગી ઉઠી:

"યોદ્ધાઓ! આપે તે દી'નું યુદ્ધ જોયું છે; દુર્જયસિંહ સાલુમ્બ્રાપતિને જમણે પડખે હતા. તેમણે સાહીદાસના જેવું વીરત્વ દેખાડયું છે. ચિતોડનો સૂર્યદરવાજો ચન્દાવત વગેરે વીરોનું રણક્ષેત્ર હતું. તે દિવસે સાહીદાસે એ દરવાજો છોડયો ના, ચન્દાવત પણ ત્યાંથી ખસ્યો ના.

"પ્રચણ્ડ વાયુએ ધક્કેલેલા ઉદયસાગરના તરંગો તીરે આવી જેમ પ્રબળ વેગે અથડાય છે, તેમ તુર્કોની અગણિત સેના સૂર્યદરવાજે વારંવાર અથડાવા લાગી. ગગનવિહારી નાદે એ સેનાતરંગ કિલ્લા ઉપર ઉલટયો, પણ ચન્દાવતરેખાને હાથે માર ખાઇ વારંવાર પાછો પટકાયો. ચિતોડનો સૂર્યદરવાજો ચન્દાવતકુળવીરોનું રણક્ષેત્ર હતું, ચંદાવતે એ દરવાજો છોડયો ના, સાલુમ્બ્રાપતિ પણ ત્યાંથી ખસ્યો ના.

"વનમાં અગ્નિ લાગે, ત્યારે લાલચોળ વિકરાળ અગ્નિ-

જીહ્વા આકાશને ચાટવા ઉંચી ઉછળે, તેમ તુર્કોની સેના કિલ્લાની ચારે બાજુ ફરી વળી ને વારંવાર તેના પર હલ્લો કરવા લાગી. ચન્દાવત તો આંગળીને વેઢે ગણાય એટલા જ હતા, પણ તે નિર્બળ નહોતા. વારંવાર તુર્કોને મારી હઠાવતા હતા, સૂર્યદરવાજો છોડતા નહોતા. સૂર્યદરવાજો ચન્દાવતોનું રણસ્થાન હતું, ચંદાવતે એ દરવાજો છોડ્યો ના, સાલુમ્બ્રાપતિ પણ ત્યાંથી ખસ્યો ના.

"વર્ષાઋતુના મેઘ કરતાં પણ તુર્કોની સેના વધારે હતી. અસંખ્ય તુર્કો રણમાં વધેરાયા; તેમની જગા પુરી વળી બીજા વજ્રનાદે હલ્લો કરવા લાગ્યા, ચન્દાવતકુળે અસુરવીર્ય પ્રકાશ કર્યું ને અનેકને રણમાં રગદોળ્યા. ચંદાવત તો હઠે જ શાના? સાહીદાસ એકલો સો સો વીરો સામે લઢતો હતો, તે ચિતોડને માટે હૃદયનું છેલ્લું રક્તબિંદુ સમર્પી છેદાયલા વૃક્ષની પેઠે પડ્યો. મહારાજ દુર્જયસિંહ સાહીદાસની વહારે ચઢ્યા, પણ ઘવાયા ને અચેતન થઈ રણમાં સુતા. મહારાજના લલાટમાં તુર્કી તલવારે કરેલા તિલકનું ચિહ્ન હજીયે છે, જુઓ. સમસ્ત ચન્દાવતકુળ ઘવાયું ને સુતું. સુતું પણ સૂર્યદરવાજો ત્યજ્યો ના. ચિતોડનો દરવાજો ચન્દાવતકુળનું રણસ્થળ; ચન્દાવતે એ દરવાજો ત્યજ્યો ના, સાલુમ્બ્રાપતિ પણ ત્યાંથી ખસ્યો ના."

એ ગીત સાંભળતાં-સાંભળતાંમાં તો ચન્દાવત યોદ્ધાઓની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. ગીત પુરૂં થતાં સર્વેએ

હુંકારો કર્યો ને દિશાઓને પુરી નાખી. દુર્જયસિંહ મેઘનાદે ગર્જના કરી ઉઠ્યો: "મારા વીર યોદ્ધાઓ, આજે આપણી ચારે બાજુએ વિપત્તિઓ ખડકાઇ ગઇ છે; પણ ચન્દાવત-કુળને વિપત્તિની નવાઇ શી છે! આજ ચિતોડ આપણું નથી, પણ પર્વતશિખર અને પર્વતગુફામાં રહેલા સિસોદિયા પાસેથી ચિતોડ લેનારૂં છે કોણ? મહારાણા ઉદયસિંહને કાળ લેઇ ગયો, પણ મહારાણા પ્રતાપસિંહ કંઇ નિર્બળ હાથે તલવાર પકડતા નથી. મહારાણા પ્રતાપસિંહનો જય થાઓ, જય થાઓ સિસોદિયા જાતિનો જય થાઓ, જય થાઓ ચન્દાવતકુળનો જય થાઓ."

દુર્જયસિંહનો જયનાદ યોદ્ધાઓએ ઝીલી લીધો ને દૂર દેશમાં પહોંચાડ્યો. વનને ભેદી મારવાડના અનન્ત પર્વતોમાં એ નાદનો પડઘો ઉઠ્યો. દુર્જયસિંહ ફરી બોલ્યો: "ચારણદેવ! હવે આપણે મૃગયા કરવા ચઢીશું, તમે આહે-રિયાનું ગીત સુણાવો કે આજનો આહેરિયા નિષ્ફળ ના જાય." ચારણદેવે ફરી વીણા હાથમાં લીધી. આકાશ તરફ દૃષ્ટિ નાખી, વિચાર કરી ગીત ગાવા લાગ્યો.

"યોદ્ધાઓ! આઠ વર્ષ થયાં દિલ્લીશ્વરે ચિતોડ લીધું છે, પણ દિલ્લી અને સિસોદિયા વચ્ચે આ કલહ પ્રથમનો જ નથી. ત્રણસો વર્ષ પૂર્વે બીજા એક દિલ્લીશ્વર અલ્લા–ઉદ્–દીને પણ ચિતોડ લીધું હતું; પણ ચિતોડ એ તો સિસો-દિયાનો કંઠમણિ! એ તે તુર્કોના હાથમાં કેટલા દિવસ રહે? હમીરે તુર્કોના હાથમાંથી એ કંઠમણિ ખેંચી લીધો.

આજે પ્રતાપ પણ ખેંચી લેશે, હમીરની જન્મકથા સાંભળો, આહેરિયાનું એક ગીત સાંભળો:

"લક્ષ્મણસિંહનો જયેષ્ઠ પુત્ર ઉરુસિંહ. યુવરાજ ઉરુસિંહે કિલ્લાની રક્ષાને માટે યુદ્ધમાં પ્રાણ સમર્પ્યો. કયો વીર આ વાત નથી જાણતો? ચિતોડના ઘેરા પહેલાં કેટલાંક વર્ષ ઉપર ઉરુસિંહ આહેરિયાને પ્રસંગે શિકારે ચઢ્યો. સાથે અનેક વીર હતા. આહેરિયા જેવો આનન્દદિવસ રાજપુતાના-માં બીજો કયો હોય?

"આનન્દાવાવન યુવકોને વીરનાદે ગાજી ઉઠયું. એ સૌ એક વરાહની પાછળ ધાયા. પર્વત અને નદી ઓળંગી વરાહ નાઠો, મહાનાદે યોદ્ધાઓ પાછળ ધાયા. આહેરિયા જેવો આનન્દદિવસ રાજપુતોને બીજો કયો હોય?

"થોડાક વખત પછી એ વરાહ ધાન્યના એક ખેતરમાં ભરાયો. ધાન્યના છોડ બારબાર હાથ ઉંચા હતા; હવે વરાહ દેખાતો નહોતો. એક દરિદ્ર રમણી એક માંચા પર બેઠીબેઠી ખેતર સાચવતી હતી. વીરોની નિરાશા જોઇ રમણી બોલી: 'ગભરાઓ ના, હું વરાહને ખેતરમાંથી બહાર કાઢી આપું છું.'

"આ તે કોણ? માનવનારી કે પર્વતબાળા મહિષ-મર્દિની? નારીના કાંડામાં તે આટલું બળ સંભવે? નારીના હૃદયમાં તે આટલું વીર્ય સંભવે? એ શૂર બાળાએ એક નાનું ઝાડ ઉપાડી કાઢયું ને તેનો છેડો છોલી ભાલો

બનાવ્યો. આ અપૂર્વ ભાલાથી તેણે વરાહને વીંધી યોદ્ધાઓની સમ્મુખ ખેંચો આણ્યો. યોદ્ધાઓ વિસ્મિત થઇ ગયા.

"વરાહમાંસ રંધાયું ને યોદ્ધાઓ જમવા બેઠા. એકદમ પાસેથી ઘોડાનો આર્ત્તનાદ સંભળાયો, જોયું તો એક પગ કેવળ ભાગી ગયો છે. પેલી દરિદ્ર રમણી માંચા ઉપર બેઠી બેઠી ભોંયેથી માટી લેઇ પંખીઓ તરફ નાખતી હતી ને તેમને ઉડાડતી હતી. માટીનો એક ટુકડો ઉડયો તેણે ઘોડાનો પગ ભાગ્યો!

"યોદ્ધાઓ આહારાદિ સમાપ્ત કરી સન્ધ્યા સમે ઘેર જતા હતા, ત્યારે જોયું કે પેલી દરિદ્ર રમણી માથે દૂધની દોહણી મુકી જતી હતી ને બે હાથમાં બે તોફાની પાડાને ખેંચી જતી હતી. વિસ્મિત થઇ ઉરુસિંહે રમણીના બળની પરીક્ષા કરવા એક યોદ્ધાને તે દિશામાં ઘોડો દોડાવવાની સૂચના કરી. રમણી સમજી શકી કે ઘોડો ઉપર આવી પડશે. જરાયે ડર્યા વિના, દૂધની દોહણી માથેથી ઉતાર્યા વિના એક પાડાને દોડી આવતા ઘોડાના અંગ સામે જરા જોરથી ધકેલ્યો. બીજી જ પળે ઘોડો ને ઘોડેસ્વાર ધૂળ ચાટતા થયા.

"તપાસ કરતાં ઉરુસિંહને જણાયું કે એ કુમારી ચોહાણજાતિના ચંદાનવંશના એક દરિદ્ર કુટુમ્બની કન્યા છે. ઉરુસિંહે એ કન્યા સાથે વિવાહ કર્યો. એજ કન્યાનો પુત્ર વીરચુડામણિ હમીર હતો. અલ્લા–ઉદ્‌–દીને જ્યારે ચિતોડ લીધું, ત્યારે પ્રથમ તો યુવરાજ ઉરુસિંહે જીવનદાન કર્યું,

પછી તેના પિતા લક્ષ્મણસિંહ રણશય્યામાં સુતા. બાર વર્ષનો હમીર તે સમયે માતાની સાથે મામાને ઘેર હતો. મોટા થતાં હમીરે ચિતોડ પાછું પડાવી લીધું.

"વીરો! ઉરુસિંહના આહેરિયાના ફળમાં ચિતોડનો ઉદ્ધાર થયો. આજે દુર્જયસિંહ આહેરિયા ખેલવા નિકળ્યા છે. દૃઢ હાથે ભાલા પકડો, આહેરિયા સફળ થાઓ, ફરી ચિતોડનો ઉદ્ધાર થાઓ!"

લઈ દેતાને યોદ્ધાઓ ઘોડે ચઢ્યા, તીરવેગે ઘોડા દોડવા લાગ્યા. હવે તેઓ નિરાશ થવાના નહોતા, વનમાં શોધતાં શોધતાં ગુફામાં એક પ્રકાણ્ડ વરાહ નજરે પડ્યો. વરાહની મોટી આકૃતિ અને અસાધારણ શક્તિ દેખીને આહેરિયાઓના આનંદનો પાર રહ્યો ના. વરાહ પણ યોદ્ધાઓને જોઇ ગુફામાંથી નિકળી નાઠો. મહાઉલ્લાસે યોદ્ધાઓ તેની પાછળ દોડ્યા.

ઉલ્લાસ તો વર્ણવ્યો જાય એમ નથી. વરાહ જે દિશામાં નાઠો તે દિશામાં વીરો પણ દોડ્યા. પગને જોરે પૃથ્વીને કંપાવવા જાણે છુટ્યા હોય, તેમ માર્ગમાં આવતા ઉંચા ડુંગરાને ને નદીઓને ઓળંગી દોડવા લાગ્યા, રસ્તો જાણે કે સીધો હોય તેમ કાંટાની કે ઝાડોની પરવા વિના દોડવા લાગ્યા. આહેરિયાનાં જ્વલન્ત નયનો વરાહને તાકી રહ્યાં છે, જમણા હાથમાંનો ભાલો શૂન્ય આકાશમાં ફર્યા કરે છે. તેમનાં હૃદય ઉત્સાહથી અને ઉલ્લાસથી પરિપૂર્ણ થઇ ગયાં છે.

વરાહ જરા થોભ્યો અને જોવા લાગ્યો તો અશ્વારો છેક પાસે આવી પહોંચ્યા હતા. સ્થિર થઇ તેમના ઉપર હલ્લો કરવાનો વિચાર કરવા લાગ્યો, પણ અનેક યોદ્ધાઓ અને તેમના ભાલા દેખી તે વિચાર તેણે ત્યજી દીધો ને ફલંગ મારી એક ઝાડીમાં ભરાઇ ગયો. નિમેષમાત્રમાં વીરોએ તે ઝાડીને ઘેરી લીધી. ઉચ્ચ શબ્દે વરાહને ઝાડીમાંથી બહાર કાઢવાના પ્રયાસ કરવા લાગ્યા, પણ પ્રાણભયથી સંતાએલો વરાહ એમ તે બહાર નિકળે? કોઇ કોઈ ઝાડીમાં પત્થરો ફેંકવા લાગ્યા. બહુ સમય વીતી ગયો, બહુ પ્રયત્નો વ્યર્થ થયા, પણ વરાહ ઝાડીમાંથી નિકળ્યો નહિ.

અન્તે દુર્જયસિંહ બોલ્યો : “વીર બન્ધુઓ, હવે આવો વ્યર્થ પ્રયત્ન કરવાનું ફળ શું? સૂર્ય અસ્તાચળ ઉપર ઉતર્યે જાય છે, હવે બહુ વેળા નથી. ઘોડા ઉપરથી ઉતરો ને પગે ચાલી સાવધાનતાથી આગળ ચાલો. વરાહ આ ઝાડીમાં છે. ચારે બાજુથી મધ્યબિન્દુ તરફ ચાલીશું એટલે વરાહ એક દિશામાંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કરશે, અથવા મધ્યદેશમાં મરશે.”

આ સિવાય બીજો માર્ગ પણ નહોતો. ઘોડા ઉપરથી ઉતરી બધા મધ્યબિન્દુ તરફ ચાલવા લાગ્યા. દૃઢ હાથે ભાલા પકડયા ને તીવ્ર નયને વરાહને શોધવા લાગ્યા. હવે વરાહ જરૂર બહાર નિકળશે; એકદમ હલ્લો કરી શકે નહિ એ

માટે સાવધાનતાથી ચારે દિશામાં નજર રાખતા રાખતા વીરો ઝાડીની અંદર પેઠા.

આહેરિયાઓનો હેતુ વરાહ સમજી ગયો. એકદમ ફલંગ મારી એક દિશામાંથી તે બહાર નિકળ્યો. વિજળીને વેગે પાસેના યોદ્ધા ઉપર પડ્યો ને તેની જાંગ ચીરી નાખી, નિમેષમાત્રમાં પલાયન કરી ગયો.

એક બે યોદ્ધાઓ ઘવાએલાની સેવામાં રહ્યા ને બાકીના ઘોડે ચઢી વરાહની પાછળ પડ્યા. ફરી ધરણી અને ડુંગર કમ્પાવતા દોડ્યા. મહાનાદથી વન ભરી કાઢ્યું. દુર્જયસિંહે ઉન્મત્તની પેઠે ઘોડો છોડી મેલ્યો, તેના જમણા હાથમાંનો ભાલો કમ્પવા લાગ્યો.

ફરી વરાહ છુપાયો, ફરી બહાર નિકળી નાઠો. વળી ફરી છુપાયો. દિવસ આથમ્યો, સન્ધ્યાની છાયા ધીરે ધીરે ફરી વળવા લાગી. અશ્વારોની હાર તુટી ગઇ; કોઇ પાસે, કોઇ દૂર, કોઇ મેદાનમાં, કોઈ વનમાં, એમ સર્વે વરાહને શોધવા લાગ્યા.

દુર્જયસિંહ એકલો એક વનમાં આવી પડ્યો. તેનો ઘોડો ફેણફેણ થઇ ગયો, તેના કપાળમાંથી પરસેવો દદડવા લાગ્યો; પણ તેનાં નયન સ્થિર હતાં. એટલા યોદ્ધાઓમાંથી માત્ર એજ વરાહની ગતિ અવિચળ નયને જોઇ શક્યો હતો. અન્ધકારને લીધે વરાહે સર્વને નિરુદ્દેશ કરી નાખ્યા હતા, પણ તે હજી નિરુદ્દેશ થઇ ગયો નહોતો. જે જંગલ

તરફ તે સ્થિર નિરીક્ષણ કર્યા કરતા હતો તે જ જંગલમાં વાસ્તવિક રીતે વરાહ ભરાઇ બેઠો હતો.

હવે વરાહ રોષે ભરાયો. આજ એક પહોરથી એક જંગલથી બીજે જંગલ અને એક ગુફામાંથી બીજી ગુફામાં ભરાઇ પ્રાણ બચાવ્યો, પણ હજી એક યોદ્ધો અવિચળ નયને તેની પાછળ પડ્યો છે. સન્ધ્યાસમયે એક ઝાડીમાં ભરાઇ બેઠો છે ને તેને હણવા એક યોદ્ધો પાસે જ ઉભો છે. એકદમ વિજળીને વેગે નિકળી વરાહ દુર્જયસિંહ ઉપર તુટી પડ્યો.

ડાબે હાથે કપાળનો પરસેવો લેઇ દુર્જયસિંહે ભોંય ઉપર છાંટી નાખ્યો. માથાના લાંબા વાળ સંકેલી લેઇ જમણા હાથનો ભાલો વરાહ ઉપર ફેંક્યો. ગમે તો થાકને લીધે કે ગમે તો અન્ધકારને લીધે તે ભાલો વ્યર્થ ગયો; એક પ્રચણ્ડ શિલાખંડ ઉપર પડી તેના ચુરા થઇ ગયા. વરાહે નિમેષમાત્રમાં ઘોડાનું પેટ ચીરી નાખ્યું.

સમય ઓળખનાર દુર્જયસિંહ પડતા ઘોડા ઉપરથી લર્ દેઇ કુદી પડ્યો ને દશ હાથ દૂર જઇ ઉભો. મરતા ઘોડાને ત્યજી વરાહ ઘોડેસ્વાર ઉપર ઉતરી પડ્યો. હવે મૃત્યુ અનિવાર્ય હતું. રાજપુત યોદ્ધો સ્થિર નયને મૃત્યુને માટે તૈયાર થઇ ગયો. પણ મૃત્યુ ના આવ્યું.

અદૃષ્ટહસ્તે એક ભાલો ઉતરી આવ્યો તે વરાહના મુખમાં વાગ્યો ને તેના દાંત ચુરા થઇ ગયા, લોહીની ધારા

છુટી. એ ઘાથી વરાહ મર્યો તો નહિ, પણ દુર્જયસિંહને ત્યજી એકદમ જંગલ તરફ પલાયન કરી ગયો. ક્યાં ગયો તે રજનીના અન્ધકારમાં દેખી શકાયું નહિ.

રજનીના અન્ધકારમાં દુર્જયસિંહ દેખી શકયો કે પર્વત ઉપરથી એક પ્રચણ્ડ કાયાવાળો યુવક ઉતરી આવે છે.

---

૨

## તેજસિંહ

तदारभ्याहं किरातकृतसंसर्गो वन्धुकुलमुत्सृज्य
❀ अस्मिन् कानने दूरीकृतकलंको वसामि ॥

**આહેરિયાને** દિવસે વરાહ પલાયન કરી ગયો, દુર્જયસિંહે ફેંકેલો ભાલો વ્યર્થ ગયો, બીજાની સહાયતાથી આજ આ દુર્જયસિંહનો પ્રાણ બચ્યો: આવી અનેક તરેહની ચિન્તાઓ દુર્જયસિંહના હૃદયને દંશ દેવા લાગી. રોષમાં, અભિમાનમાં, જીવનદાતાનો ઉપકાર માનવાનું પણ ભૂલી ગયો. અન્તે કંઇક કઠોર સ્વરે બોલ્યો: "હું આપને ઓળખતો નથી, એમ લાગે છે કે આપેજ મારા જીવનની રક્ષા કરી છે."

અપરિચિત યુવક ધીરેધીરે બોલ્યો: "મનુષ્ય માત્ર મનુષ્યનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે. વળી દુર્જયસિંહના

જીવનની રક્ષા કરવી એ તો રાજપુતનો વિશેષ ધર્મ છે. કારણકે એ વીર યોદ્ધો છે ને મેવાડના વિપત્કાળમાં તે સ્વજાતિને ઉપકાર કરી શકે એમ છે.”

સામાન્ય પોશાકવાળા અપરિચિત માનવીને મુખેથી આ વાકય સાંભળી દુર્જયસિંહ કંઇક વિસ્મય પામ્યો, એણે એને પુછ્યું: “આપનું નામ પુછી શકું?”

યુવક બોલ્યો: “નામ પછી જાણશો. જરા શાન્ત થાઓ, કુટીમાં આવી કંઇક વિશ્રામ કરો.”

પ્રચણ્ડ અને બલિષ્ઠ યુવક ધીરેધીરે આગળ ચાલવા લાગ્યો, દુર્જયસિંહ પાછળ ચાલ્યો. અન્ધારી રાતે વન-માર્ગે થઇ બે યોદ્ધા અઘોર જંગલમાં ચાલ્યા.

દુર્જયસિંહ દુર્બળ પુરુષ નહોતો, પણ અપરિચિત પુરુષના દીર્ઘ અવયવો, વિશાળ છાતી, લાંબા અને બળ-વાન બાહુ અને ધીરગમ્ભીરભાવે તેનાં મુકાતાં પગલાં: એ સૌ જોઇ તે વિસ્મિત થઇ ગયો. એવો ઉન્નતકાય પુરુષ તેણે કદી દીઠો નહોતો, અથવા આઠ વર્ષ ઉપર માત્ર એક જણને દીઠો હતો.

ક્ષણેક પછી યુવક એકદમ ખચકયો ને બોલ્યો: “હાલ મારી એક પ્રાર્થના છે, કારણ પુછતા ના. આપના વસ્ત્રથી આપની આંખો બાંધી દો, પછી હું આપનો હાથ પકડી દોરી જઇશ. જો આ પ્રાર્થનાનો સ્વીકાર ન થાય એમ હોય તો આ સ્થાનેથી જ વદાય થાઉં.”

દુર્જયસિંહ વળી વધારે વિસ્મિત થયો, પણ યુવકના મુખનો ભાવ દેખી સમજી ગયો કે સ્વીકાર કર્યા વિના તો ચાલે એમ નથી. વિચારી જોયું કે યુવક કદાપિ મારૂં અનિષ્ટ તો કરશે નહિ, કારણકે હાલ જ તેણે મારો પ્રાણ બચાવ્યો છે. વળી આ યુવકની સહાયતા વિના આ અઘોર જંગલમાંથી બહાર નિકળવાની આશા પણ વૃથા છે. એમ ક્ષણેક વિચાર કરી પોતાનું વસ્ત્ર છોડી યુવકના હાથમાં મુકી દીધું. વિનાબોલ્યે યુવકે દુર્જનસિંહની આંખો ઉપર વસ્ત્ર બાંધી લીધું.

પછી યુવક દુર્જનસિંહનો જમણો હાથ પકડી એકાદ ગાઉ દોરી ગયો, પણ માર્ગમાં બે વચ્ચે કંઇજ વાત થઇ નહિ. પોતે કયે રસ્તે જાય છે તેનું દુર્જયસિંહને કંઇ ભાન નથી, ઝાડનાં પાદડાંનો અવાજ સંભળાતો અને પર્વત ઉપર ચઢવું પડતું એ સિવાય પ્રદેશસ્થિતિ જાણવાનું કંઇ સાધન નહોતુ. અન્તે યુવક એકદમ એક સ્થળે ઉભો રહ્યો, દુર્જયસિંહ પણ ઉભો રહ્યો. યુવકે તેની આંખ ઉપરનું વસ્ત્ર છોડી નાખ્યું, દુર્જયસિંહ વિસ્મિત થઇ ચારે બાજુ જોવા લાગ્યો.

રજનીનો એક પહોર વીતી ગયો છે, એ સમયે પર્વતગુફામાં અપરિચિત લોકોથી ઘેરાએલો પોતાને જોયો. ગુફામાં માત્ર એક દીવો ઝાંખો બળે છે, એ દીવાથી દુર્જયસિંહ જોઇ શકયો કે ચારે બાજુ કેવળ અસભ્ય ભીલજાતિના લોકો બેઠા છે. તેઓ પરસ્પર વાતો કરતા

જીવનની રક્ષા કરવી એ તો રાજપુતનો વિશેષ ધર્મ છે. કારણકે એ વીર યોદ્ધો છે ને મેવાડના વિપત્કાળમાં તે સ્વજાતિને ઉપકાર કરી શકે એમ છે.”

સામાન્ય પોશાકવાળા અપરિચિત માનવીને મુખેથી આ વાકય સાંભળી દુર્જયસિંહ કંઇક વિસ્મય પામ્યો, એણે એને પુછ્યું: “આપનું નામ પુછી શકું?”

યુવક બોલ્યો: “નામ પછી જાણશો. જરા શાન્ત થાઓ, કુટીમાં આવી કંઇક વિશ્રામ કરો.”

પ્રચણ્ડ અને બલિષ્ઠ યુવક ધીરેધીરે આગળ ચાલવા લાગ્યો, દુર્જયસિંહ પાછળ ચાલ્યો. અન્ધારી રાતે વનમાર્ગે થઇ બે યોદ્ધા અઘોર જંગલમાં ચાલ્યા.

દુર્જયસિંહ દુર્બળ પુરુષ નહોતો, પણ અપરિચિત પુરુષના દીર્ઘ અવયવો. વિશાળ છાતી, લાંબા અને બળવાન બાહુ અને ધીરગમ્ભીરભાવે તેનાં મુકાતાં પગલાં: એ સૌ જોઇ તે વિસ્મિત થઇ ગયો. એવો ઉન્નતકાય પુરુષ તેણે કદી દીઠો નહોતો, અથવા આઠ વર્ષ ઉપર માત્ર એક જણને દીઠો હતો.

ક્ષણેક પછી યુવક એકદમ ખચકયો ને બોલ્યો: “હાલ મારી એક પ્રાર્થના છે, કારણ પુછતા ના. આપના વસ્ત્રથી આપની આંખો બાંધી દો, પછી હું આપનો હાથ પકડી દોરી જઇશ. જો આ પ્રાર્થનાનો સ્વીકાર ન થાય એમ હોય તો આ સ્થાનેથી જ વદાય થાઉં.”

દુર્જયસિંહ વળી વધારે વિસ્મિત થયો, પણ યુવકના મુખનો ભાવ દેખી સમજી ગયો કે સ્વીકાર કર્યા વિના તો ચાલે એમ નથી. વિચારી જોયું કે યુવક કદાપિ મારૂં અનિષ્ટ તો કરશે નહિ, કારણકે હાલ જ તેણે મારો પ્રાણ બચાવ્યો છે. વળી આ યુવકની સહાયતા વિના આ અઘોર જંગલમાંથી બહાર નિકળવાની આશા પણ વૃથા છે. એમ ક્ષણેક વિચાર કરી પોતાનું વસ્ત્ર છોડી યુવકના હાથમાં મુકી દીધું. વિનાબોલ્યે યુવકે દુર્જનસિંહની આંખો ઉપર વસ્ત્ર બાંધી લીધું.

પછી યુવક દુર્જનસિંહનો જમણો હાથ પકડી એકાદ ગાઉ દોરી ગયો, પણ માર્ગમાં બે વચ્ચે કંઇજ વાત થઇ નહિ. પોતે કયે રસ્તે જાય છે તેનું દુર્જયસિંહને કંઇ ભાન નથી, ઝાડનાં પાદડાંનો અવાજ સંભળાતો અને પર્વત ઉપર ચઢવું પડતું એ સિવાય પ્રદેશસ્થિતિ જાણવાનું કંઇ સાધન નહોતુ. અન્તે યુવક એકદમ એક સ્થળે ઉભો રહ્યો, દુર્જયસિંહ પણ ઉભો રહ્યો. યુવકે તેની આંખ ઉપરનું વસ્ત્ર છોડી નાખ્યું, દુર્જયસિંહ વિસ્મિત થઇ ચારે બાજુ જોવા લાગ્યો.

રજનીનો એક પહોર વીતી ગયો છે, એ સમયે પર્વતગુફામાં અપરિચિત લોકોથી ઘેરાએલો પોતાને જોયો. ગુફામાં માત્ર એક દીવો ઝાંખો બળે છે, એ દીવાથી દુર્જયસિંહ જોઇ શકયો કે ચારે બાજુ કેવળ અસખ્ય ભીલજાતિના લોકો બેઠા છે. તેઓ પરસ્પર વાતો કરતા

હતા, પણ દુર્જયસિંહ તે સમજી શકતો નહોતો. તેઓ કદી ગુફામાં આવતા, કદી બહાર જતા, તેનું કારણ પણ તે સમજી શકતો નહોતો. તે રાજપુત ભાષામાં બોલતો, પણ યુવક વિના બીજું કોઇ તેની ભાષા સમજી શકતું નહોતુ. યુવકે તેનો પ્રાણ બચાવ્યો છે. તેણે તેને વિશ્રામને માટે આ ગુફામાં આણ્યો છે, અત્યાર સુધી તેણે તેની સાથે સમ્માનપૂર્વક વર્તન ચલાવ્યું છે, તથાપિ દુર્જયસિંહ એ યુવકના તરફ જોતાં સંકોચ કેમ પામે છે? દુર્જયસિંહ પોતે પણ એ જાણી શકતો નથી. પણ આ અન્ધકારમય ગુફામાં એ ભીલયોદ્ધાની, એ થોડુંબોલા યુવકની સામે જેમ જેમ જુએ છે, તેમ તેમ તેના સન્દેહની વૃદ્ધિ થાય છે.

એક દાસે પાસેના ઝરણામાંથી પાણી આણી આપ્યું, દુર્જયસિહે હાથમોં ધોયાં. પછી એજ દાસે ફળમૂળાદિ આહારસામગ્રી તેની પાસે આણી મુકી. દુર્જયસિંહનો સન્દેહ દૂર થયો. તેણે ધીમે ધીમે ચારે બાજુ જોયું, પેલો યુવક નહોતો. કંઇક ક્રોધે ભરાઇ બોલ્યો: “હું એ રાજપુતયુવકનો અતિથિ છું, અતિથિ પાસે આહારપાત્ર જાતે લાવી મુકવું એ રાજપુતનો ધર્મ છે. જણાય છે કે ભીલોમાં રહીને યુવક રાજપુતનો ધર્મ ભુલી ગયો છે.”

એ કઠોર વાકયથી કંઇ પણ સંકુચિત થયા વિના દાસે સ્થિરભાવે ઉત્તર આપ્યો: “પ્રભુ રાજપુત ધર્મ ભૂલી નથી ગયા, પણ કોઇ વ્રતને લીધે તેમને ચન્દ્રાવતકુળની

સાથે આહાર લેવાનો નિષેધ છે, એથીજ તેઓ હાલ અહીં નથી આવી શકયા."

દુર્જયસિંહનો સન્દેહ વળી દૃઢ થયો. આહારને હાથ પણ અડાડયા વિના ધીરેધીરે ઉભો થયો. ક્ષણેક પછી તે અપરિચિત યુવકે ફરી દર્શન દીધાં ને ધીરેધીરે બોલવા માંડયું: "અતિથિધર્મમાં હું અશક્ત છું, તેને માટે દાસે કારણ આપ્યું છેજ. જો આપને આહારને માટે રુચિ ના હોય તો વિશ્રામ કરો. વિશ્રામને માટે પથારી તૈયાર છે."

દુર્જયસિંહ ચારે બાજુ જોવા લાગ્યો. એકેએકે અનેક ભીલયોદ્ધા ગુફામાં પ્રવેશ કરે છે, વળી બહાર જાય છે. સર્વેના હાથમાં ધનુર્બાણ છે, સર્વે નિસ્તબ્ધ છે, સર્વે અપરિચિત રાજપુતની સામે જોઇ રહ્યા છે; રાજપુત આજ્ઞા આપે, માત્ર ઇશારત કરે તો તેઓ દુર્જયસિંહનો પ્રાણ-નાશ કરવા તૈયાર છે! રાજપુતે ઇશારત ના કરી.

દુર્જયસિંહ સાહસી હતો, યુદ્ધકાળમાં ને વિપત્કાળમાં તેના જેવો બીજો કોઇજ સાહસી ન હતો. પણ આ અપૂર્વ સ્થાનમાં અસંખ્ય અસભ્ય યોદ્ધાઓની મધ્યમાં પોતાને એકલો અસહાય જોઇને તેનું હૃદય સ્તબ્ધ બની ગયું. તે એ પર્વતગુફામાં એકલો હતો, પાસે કંઇ અસ્ત્ર નહોતું; તેને ચારે બાજુથી અનેક ભીલયોદ્ધાઓ ઘેરીને ઉભા હતા. સર્વે તીક્ષ્ણ નયનથી અપરિચિત રાજપુત તરફ

જોઇ રહ્યા હતા, સર્વે નિસ્તબ્ધ બની રહ્યા હતા ! દુર્જયસિંહે ફરી એ રાજપુત તરફ જોયું, તેનું ગમ્ભીર મુખમણ્ડળ અને સ્થિર નયન જોઈ તેનો કંઈ ભાવ દુર્જયસિંહ સમજી શકયો ના.

યુવક ફરી બોલ્યો: "પથારી તૈયાર છે."

યુવક દુર્જયસિંહનો મિત્ર કે શત્રુ? જો શત્રુ હોય તો આજ વિપત્સમયે તેણે દુર્જયસિંહનો પ્રાણ શા માટે બચાવ્યો? વિશ્રામને માટે પોતાની કુટીમાં શા માટે બોલાવ્યો? ફળમૂળાદિ આહારસામગ્રી શા માટે આપી? આ અનેક ધનુર્ધર ભીલોથી હજી પણ શા માટે રક્ષણ કરે છે? દુર્જયસિંહ શા માટે સન્દેહ કરે છે? ખરેખર યુવક કોઇ વિપદ્ગ્રસ્ત ઉન્નત વંશનો રાજપુત હોવો જોઇએ, સ્થાનભ્રષ્ટ થવાથી તેને ભીલોનો આશ્રય લેવો પડયો હશે; રાજપુતધર્મને અનુસાર દુર્જયસિંહ ઉપર આજ યથેષ્ટ ઉપકાર કર્યો છે, ત્યારે દુર્જયસિંહ કેમ આટલો બધો સન્દેહ ખાય છે?

દુર્જયસિંહ જાણી શકતો નથી; પણ જ્યારે એ ઉન્નતકલેવર, એ સ્થિરનયન, એ થોડુંબોલા યોદ્ધા સામે જુએ છે, ત્યારે તેને સન્દેહ થાય છે. રણક્ષેત્રમાં અસંખ્ય શત્રુ વચ્ચે પણ જે હૃદય ચલિત નથી થતું, તે વીરહૃદય આજે એક યુવકને દેખી ચલિત થઇ જાય છે. સાલુમ્બ્રાધિપતિ અને સ્વયં મહારાણાની આંખો સામે જે યોદ્ધો

સ્થિર નયને જોઇ શકે છે, તે યોદ્ધો આજ એક વનવાસી યુવકની સામે કેમ જોઇ શકતો નથી?

પોતાની આવી જાત તરફ કંઇક તિરસ્કાર લાવી, મનમાંનો સન્દેહ દૂર કરી, દુર્જયસિંહે યુવકની સાથે એક વાર સહજભાવે વાર્તાલાપ કરવાનો પ્રયત્ન કર્યો: "યુવક! અત્યાર સુધી હું વિચિત્ર ગુફા અને તમારા આ વિચિત્ર સંગીઓને દેખી વિસ્મિત થઇ ગયો હતો, આપે મારા ઉપર જે ઉપકાર કર્યા છે તેને માટે ધન્યવાદ દેવાનું પણ ભુલી ગયો છું."

યુવક: "ધન્યવાદની જરૂર નથી, મેં માત્ર સ્વદેશ પ્રત્યેનું કર્તવ્યજ કર્યું છે."

દુર્જય: "તથાપિ એ ઋણ હું કેવી રીતે વાળી શકીશ?"

યુવક: "આપ અત્યારે જેવી રીતે અસહાય અવસ્થામાં આવી પડ્યા છો, તેવી જ રીતે કોઇ પતિહીન નારી અને કોઇ પિતાહીન બાળક અસહાય અવસ્થામાં આવી પડ્યાં હોય ને તેમના ઉપર જો કદી અત્યાચાર થતો હોય, તો તેમના પ્રત્યે ધર્માચરણ આચરો; તેથીજ હું સન્તુષ્ટ થઇશ. મારી જાતને માટે કંઇ પ્રાર્થના નથી."

દુર્જયસિંહ ચકિત થઇ ગયો! યુવક શું પૂર્વકથા જાણે છે? આજ શું આ અનેક ભીલયોદ્ધાઓ દ્વારા પૂર્વ-અત્યાચારનું વૈર લેશે? ભયભીત થઇ એ ભીલયોદ્ધા સામે

જોયું, સર્વેના હાથમાં ધનુર્બાણ તૈયાર હતાં. ભયભીત થઇ યુવક સામે જોયું, યુવક પ્રથમની પેઠેજ ગંભીર, નિશ્ચેષ્ટ હતો. દુર્જયસિંહના અસીમસાહસિક હૃદયમાં આજેજ પ્રથમ ભયસંચાર થયો; એ યુવક કોણ?

યુવક ફરી બોલ્યો: "પથારી તૈયાર છે."

દુર્જયસિંહે હૃદયના ઉદ્વેગ દબાવી અભિમાને ઉત્તર આપ્યો: "અત્યારે જ સૂર્યમહેલ તરફ પાછો ફરીશ, બીજાના આવાસમાં વાસ કરવો એ દુર્જયસિંહનો અભ્યાસ નથી."

યુવક: "રૂચિ પ્રમાણે આપ કરી શકશો, પણ મને એમ ખ્યાલ હતો કે બીજાના આવાસમાં વાસ કરવો એ આપનો અભ્યાસ છે."

દુર્જય: "આપ કોણ છો તે હું જાણતો નથી, ઇચ્છા હોય તો આ અસંખ્ય યોદ્ધાઓ દ્વારા મને હણી શકો, પણ દુર્જયસિંહ મિથ્યા કલંક કદાપિ સહન કરી નહિ શકે. રાઠોડ તિલકસિંહની સામે અમારા કુળને વંશપરંપરાનો વિરોધ છે, અને એ વિરોધને લીધેજ મેં સમ્મુખ યુદ્ધમાં તેનો સૂર્યમહેલ કિલ્લો લેઇ લીધો છે; એ તો ક્ષાત્ર-ધર્મ માત્ર."

યુવક: "સમ્મુખ યુદ્ધમાં આપ કુશલ છો, એમાં કંઇ સંદેહ નથી; એટલા માટે તો તિલકસિંહના મૃત્યુ પછી તેની નિરાધાર વિધવાની સામેના સમ્મુખ યુદ્ધમાં આપે

વીરત્વ પ્રકાશેલું અને નારીની હત્યા કરેલી. આપ ક્ષાત્ર-ધર્મજ્ઞ છો એમાં કંઇજ સંદેહ નથી.

આ વચનો સાંભળીને દુર્જયસિંહ બળી ઉઠ્યો, જાણે સેંકડો વીંછીઓ ડંશ મારવા મંડી પડ્યા હોય એવો ઝણ-ઝણાટ આખે શરીરે થઇ રહ્યો. રોષથી તેનું વદનમણ્ડળ રાતું ચોળ થઇ રહ્યું, આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, મસ્તકથી પગ સુધી ભયંકર કમ્પ થયો; અપમાન સહન ન થયાથી દેશકાળ ભૂલી ગયો ને ફલંગ મારી એણે યુવકનું ગળું પકડ્યું.

તત્ક્ષણ ભીલયોદ્ધાઓએ ધનુર્બાણ સંભાળ્યાં. યુવકે ડાબે હાથે તેમને વાર્યા. જમણે હાથે ધીરે ધીરે દુર્જય-સિંહને અદ્ધર તોળ્યો ને અસુરબળે ઉંચકી દશ હાથ દૂર ફેંકી દીધો.

દુર્જયસિંહ ઉઠી ઉભો થયો. યુવકની સામે જોઇ રહ્યો, યુવક તો હજી અવિચળ અને નિષ્કમ્પ હતો. યુવકના મ્યાનમાં તલવાર હતી, તેને એ સ્પર્શ પણ કરતો નથી. પ્રથમની પેઠે અવિચળ સ્વરે બોલ્યો: “પથારી તૈયાર છે.”

દુર્જયસિંહે માથું નાખી દેઇ કહ્યું: “અત્યારે સૂર્ય-મહેલ જઇશ.”

યુવક દુર્જયસિંહ પાસે આવ્યો અને ફરી વસ્ત્રથી તેની આંખો બાંધી લીધી. જાતે અતિથિનો હાથ પકડી તેને દોરી ગુફા બહાર લેઇ ગયો. ગાઉ એક ચાલી બન્ને પર્વત

ઉતર્યા, પણ એક બીજા સાથે કંઇ બોલ્યા નહિ. રાત્રિના વાયુથી ઝાડપાન મર્મરશબ્દ કરે છે, સ્થળેસ્થળે જળપાતનો શબ્દ સંભળાય છે, સમયેસમયે દૂરના શિયાળ અને વનપશુના શબ્દ પ્રવાસીના કાનમાં પ્રવેશ કરે છે. એ રાત્રિના વાયુથી દુર્જયસિંહનું તપ્ત કપાળ શીતળ થયું ના, એ નિસ્તબ્ધતાથી તેના હૃદયનો ઉદ્વેગ સ્તબ્ધ થયો ના.

એક ગાઉ ચાલી યુવકે દુર્જયસિંહની આંખ પરનું વસ્ત્ર છોડી નાખ્યું; જે સ્થાને યુવકે તેની પ્રાણરક્ષા કરી હતી તે સ્થાન જોઇ દુર્જયસિંહનું મુખ ફરી રાતું થઇ ગયું. પણ કંઇ પણ બોલ્યા વિના એ અંધકારમય જંગલમાં થઇ એકલો ગઢ ભણી ચાલ્યો.

પ્રાતઃકાળે પૂર્વ દિશામાં ગગન લાલચોળ થયું છે, એ સમયે દુર્જયસિંહે સૂર્યમહેલમાં પ્રવેશ કર્યો. તે અત્યાર સુધી આવ્યો નહોતો તેથી કિલ્લામાં સર્વને ચિન્તા થતી હતી. તેને વધાવી લેવા સર્વે સામા આવ્યા, પણ તેના મુખની આકૃતિ અને વર્ણ જોઇ તેઓ નિઃશબ્દે ધીરેધીરે સરી ગયા; દુર્જયસિંહને તેઓ ઓળખતા હતા.

દુર્જયસિંહ એકલો એક અન્ધારા ઓરડામાં ગયો ને પ્રધાનને બોલાવ્યો. યુદ્ધમાં દુર્જયસિંહના જેવો તે સાહસી હતો, મન્ત્રણામાં ચતુર હતો. દુર્જયસિંહે ઇશારતથી તેને બેસવાની આજ્ઞા કરી, તે બેઠો. દુર્જયસિંહ અર્ધસ્પષ્ટ સ્વરે વાત કરવા લાગ્યો.

દુર્જયસિંહ: "આ કિલ્લો લીધો તે દિવસની વાત યાદ છે?"

પ્રધાન: "એ તો માત્ર આઠ વર્ષનીજ વાત છે, બધી યાદ છે."

દુર્જયસિંહ: "તિલકસિંહની વિધવાની હત્યા થયા પછી તેના પુત્રનું શું થએલું?"

પ્રધાન: "આ કિલ્લા નીચેના સરોવરમાં પડી બાળકે તો આત્મહત્યા કરેલી."

દુર્જયસિંહ: "તિલકસિંહનો પુત્ર હજી જીવતો છે."

પ્રધાન: "તિલકસિંહનો પુત્ર?"

દુર્જયસિંહ: "તિલકસિંહનો પુત્ર.

પ્રધાન: "બાળક તેજસિંહ?"

દુર્જયસિંહ: "તેજસિંહ; પણ હવે એ બાળક નથી."

પ્રધાન: "પ્રભુને ભ્રમ થયો હશે; કિલ્લા નીચેના સરોવરમાં પડે તે મનુષ્ય બચે નહિ, બાળકની તો વાત જ શી!"

દુર્જયસિંહે ઉત્તર આપ્યો નહિ, પણ મંત્રી જોઇ શકયો કે તેના મુખમણ્ડળ ઉપર ક્રોધનો સંચાર થયો છે.

પ્રધાન: "આપે શી રીતે ઓળખ્યો? દશ વર્ષના બાળકને એક વાર જોયા પછી આજ આટલે વર્ષે મ્હોં જોઇને ઓળખવો તો અશક્ય."

દુર્જયસિંહ: "તેનું મોં જોઇને ઓળખ્યો નથી, તેની વાર્તા ઉપરથી ઓળખ્યો છે; બીજે પણ એક ઉપાયે ઓળખ્યો છે."

પ્રધાન: "કયે ઉપાયે?"

દુર્જયસિંહ: "તિલકની સાથે મેં બાહુયુદ્ધ કર્યું છે, તેનું અસુરવીર્ય મેવાડના કોઇ બાહુમાં છેજ નહિ. તેના એક વિશેષ પ્રકારના યુદ્ધકૌશલને મેવાડમાં કોઈ જાણતું નથી. તેજસિંહમાં પિતાનું અસુરવીર્ય છે, પિતાનું તે યુદ્ધકૌશલ પણ છે."

બન્ને જણ ક્ષણેક ચુપ રહ્યા. પ્રધાન ઉઘાડી રીતે બોલી શકયો નહિ, પણ પ્રભુની કથામાં તેને વિશ્વાસ બેઠો નહિ. તેને લાગ્યું કે આજ રાત્રે કોઈનું અસુરવીર્ય દેખી દુર્જયસિંહને આ ભ્રમ પેઠો છે. ક્ષણેક પછી દુર્જયસિંહ બોલ્યો: "અને બીજી પણ એક વાત છે."

પ્રધાન: "શી?"

દુજયસિંહ: "તેજસિંહે આજે મારો પ્રાણ બચાવ્યો છે."

ઓરડાનો દરવાજો ઉઘડ્યો. અગાસી ઉપર દુર્જયસિંહ એકલો આંટા મારવા લાગ્યો. તેના મુખનો રંગ જોઇને તેના યોદ્ધાઓ પણ આજ ચમકયા.

---

# પુત્રશોક

भीतेष्वपि प्रहारिणः प्रीतिःपरेष्वपि द्वेषिणो विनीतेष्वपि उद्धताः दयापरेष्वपि निर्दयाः स्त्रीष्वपि शूराः भृत्येष्वपि क्रूराः दीनेष्वपि दारुणः ॥

कादम्बरी

**પ્રાતઃકાળથી** સૂર્યમહેલમાં સેનાસામન્ત સૌ સજ્જ થવા લાગ્યું છે, પૂર્વ દિશામાંથી નવજાત સૂર્યકુમાર સૈનિકોના ભાલા, તલવાર અને ધનુર્બાણ પર પ્રકાશ નાખતો ઉગે છે, સૈનિકો ઉત્સાહ અને આનન્દથી કોલાહલ કરતા કિલ્લા પાસે એકઠા થયા છે.

સૈનિકોનો આનન્દશબ્દ સાંભળી દુર્જયસિંહ અગાશી ઉપરથી નીચે ઉતર્યો. નિઃશબ્દે સજ્જ થવા લાગ્યો. સત્વર ઘોડા ઉપર ચઢી સેનામાં આવી પહોંચ્યો. અસંખ્ય સૈનિકોના જયનાદથી એ પર્વતપ્રદેશ પુરાઇ ગયો!

આનન્દમય વસન્તના પ્રભાતમાં સૈન્ય પર્વત, મેદાન અને ખેતરોમાં થઈને ચાલવા લાગ્યું. વૃક્ષની ડાળીઓમાં વસન્તપક્ષીઓ ગાન કરવા મંડી પડયાં છે. પાંદડાં ઉપરનાં ઝાકળનાં બિન્દુ સૂર્યપ્રકાશમાં પ્રકાશ મારે છે. પ્રભાત-વાયુ યોદ્ધાઓની પતાકા સાથે રમતો કરી રહ્યો છે. પર્વતનાં અનેક શિખરો નિષ્કમ્પ, નિર્વાક પહેરેગીરોની

પેઠે એ દેશની રક્ષા કરે છે. યોદ્ધાઓ પર્વત પછી પર્વત ઓળંગે છે. પર્વતો ઉપર રણવાદ્ય અને લોકકોલાહલ સમ્ભળાય છે, ઉડતી પતાકાઓ અને સૈનિકો દૃષ્ટિએ પડે છે. વળી સેના પર્વત ઉપરથી ઉતરી એક વનમાં પ્રવેશ કરે છે ને પર્વતને પ્રથમની પેઠે નિર્જન, શાન્ત અને નિસ્તબ્ધ બનાવી ચાલતા થાય છે.

વનની આનન્દપૂર્ણ શોભા નિરખીને સૈનિકોનાં હૃદય ઉલ્લાસપૂર્ણ બની ગયાં. ગાઢા વનની અન્દર સૂર્યકિરણ જઇ શકતાં નથી, વખતે એકાદ બે કિરણો સોનાના તારની પેઠે જમીન સુધી લંબાઇ શકે છે. વસન્તનાં પક્ષીઓએ પ્રાતઃકાળમાં ગીત આરમ્ભ્યાં છે, જાણે વસન્તના આ ઉત્સવદિનોમાં આ વનસ્થળી તે તેમનો વસન્તમણ્ડપ ના હોય! એ નિર્જન છાયાપૂર્ણ વનસ્થળી એકવાર સેનાથી પરિપૂરિત થઇ ગઈ, એક વૃક્ષથી બીજા વૃક્ષ ઉપર તેમના કોલાહલનો પડઘો પડવા લાગ્યો. થોડા જ વખતમાં સેના વન પાર નીકળી ગઇ. ફરી વન નિર્જન નિઃશબ્દ થઇ ગયું ને વસન્તપક્ષીઓએ પોતાના વસન્તમણ્ડપમાં ફરી વસન્તોત્સવ આરંભ્યો.

વન વટાવી સેના એક વિશાળ ખેતરમાં આવી ઉભી. ચારે દિશામાં માત્ર પર્વતમાળા દર્શન દે છે, વચ્ચે સપાટ ભૂમિમાં પાકેલા જવના છોડ વાયુમાં ડોલે છે ને સમુદ્રમાં તરંગ ચાલે તેવો દેખાવ આપે છે. કોઇ કોઇ સ્થળે અફીણનાં ગુલાબી ફુલ એ દરિદ્ર જવનાં ખેતરને શોભા

એને આજે ત્રણ વર્ષ થઇ ગયાં છે, દુર્જયસિંહ સેનાસામંત લેઇ આજે એ ગામમાં થઇને જાય છે. જતાં જતાં એક ખેતરમાં એક દીર્ઘકાય પુરુષ નજરે પડ્યો. ગોકુલદાસને ઓળખી રાજા દુર્જયસિંહ તિરસ્કારશબ્દે બોલ્યો: "અરે બુઢા શિયાળ! કર આપવાનો પ્રયત્ન કરે છે કે તારી જાત પ્રમાણે ગામલોકને ખોટી શીખવણી કરે છે?"

ગોકુલદાસ સેના દેખીને દૂર ઉભો હતો; દુર્ગેશ્વરનાં એ તરસ્કારવાકયો સાંભળી ક્રોધે ભરાયો, પણ પ્રભુ વિરુદ્ધ દાસ શું કરી શકે? પુત્રહત્યારાને ધીરેધીરે પ્રણામ કર્યો.

ફરી દુર્જયસિંહે કઠોર સ્વરે એનો એ પ્રશ્ન કર્યો. દુર્જયસિંહના પ્રશ્નથી વૃદ્ધનું મુખ ગરમ લોહીથી લાલચોળ થઇ ગયું, તથાપિ તે ધીરેધીરે એટલું જ બોલ્યો: "પ્રભુ! ખોટી શીખવણી આપવાનો અમારા કુળનો અભ્યાસ નથી."

દુર્જયસિંહે ઉત્તર કર્યો: "ત્યારે બીકણ શિયાળનું કુળ સારી શિખામણ આપવાનું કયા દિવસથી શીખ્યું? વશી દાસકુળ સાધુ આચરણ કયારથી શીખ્યું?"

ગોકુલદાસ: "પ્રભુ, અમારાં દુર્ભાગ્યથી અમે વશી થયા ખરા, પણ દાસત્વની સાથે હજી ભીરુતા આવી નથી, અમે તો રાજપુત."

સિંહ સ્વભાવથીજ ક્રોધી હતો અને વળી ચન્દ્રપુરની પ્રજાને તિલકસિંહ ઉપર હજીયે સ્નેહ રાખતી જોઇ તે વધારે ક્રોધી બન્યો હતો. વશી પ્રજાને સદાસર્વદા સજા કરતો, સદા અપમાન આપતો, ભારે કર લેતો, વખતે-વખતે તો બધુંય છીનવી લેતો. વૃદ્ધ સરદાર ગોકુલદાસ પુત્ર કેશવદાસને સદા કહેતો: "આવો જુલમ હમેશાં નહિ રહે, તિલકસિંહનું રાજ્ય તિલકસિંહનો પુત્ર લઇ લેશે; ભગવાન કરે ને એ દિન વહેલો આવે."

દિવસે દિવસે દુર્જયસિંહનો જુલમ અસહ્ય થઇ પડયો. અન્તે ગામના લોક સહન ના કરી શકયા ત્યારે અંદરોઅંદર વિચાર કરવા લાગ્યા: "આપણે શા માટે દુર્જયસિંહના દાસ રહેવું? આપણા પ્રભુ તિલકસિંહ તો માર્યા ગયા છે, પણ દુર્જયસિંહ શું તેનો વારસ છે? રસ્તે જતો ચોર શું કિલ્લાનો અધીશ્વર? એ ચોરની સામે થવાથી શું આપણા સ્વામીધર્મને કંઇ કલંક આવવાનું છે? આપણી 'બાપોતી' (પૈતૃક ભૂમિ ઉપરનો પ્રજાનો અક્ષય હક) આપણે દુર્જયસિંહને તો વેચી નથી ને? તિલકસિંહનો વારસ ભલે આવે; આપણે તેના વશી છીએ, બીજા કોઇના નહિ."

ગામના લોકમાં આવા ભાવની વૃદ્ધિ થતી ચાલી, તેઓ ક્રોધી બન્યા. પ્રજાજનોને યોગ્ય સજા કરવા માટે મુખ્ય મુખ્ય માણસોને કિલ્લામાં પકડી મંગાવ્યા. દુર્જય-સિંહે ન્યાય કરી સર્વ પ્રજાનો દણ્ડ કર્યો ને ગોકુલદાસના પુત્ર કેશવદાસને વિદ્રોહદોષને કારણે મારી નાખ્યો.

એને આજે ત્રણ વર્ષ થઇ ગયાં છે, દુર્જયસિંહ સેનાસામંત લેઇ આજે એ ગામમાં થઇને જાય છે. જતાં જતાં એક ખેતરમાં એક દીર્ઘકાય પુરુષ નજરે પડ્યો. ગોકુલદાસને ઓળખી રાજા દુર્જયસિંહ તિરસ્કારશબ્દે બોલ્યો: "અરે બુઢા શિયાળ! કર આપવાનો પ્રયત્ન કરે છે કે તારી જાત પ્રમાણે ગામલોકને ખોટી શીખવણી કરે છે?"

ગોકુલદાસ સેના દેખીને દૂર ઉભો હતો; દુર્ગેશ્વરનાં એ તરસ્કારવાક્યો સાંભળી ક્રોધે ભરાયો, પણ પ્રભુ વિરુદ્ધ દાસ શું કરી શકે? પુત્રહત્યારાને ધીરેધીરે પ્રણામ કર્યો.

ફરી દુર્જયસિંહે કઠોર સ્વરે એનો એ પ્રશ્ન કર્યો. દુર્જયસિંહના પ્રશ્નથી વૃદ્ધનું મુખ ગરમ લોહીથી લાલચોળ થઇ ગયું, તથાપિ તે ધીરેધીરે એટલુંજ બોલ્યો: "પ્રભુ! ખોટી શીખવણી આપવાનો અમારા કુળનો અભ્યાસ નથી."

દુર્જયસિંહે ઉત્તર કર્યો: "ત્યારે બીકણ શિયાળનું કુળ સારી શિખામણ આપવાનું કયા દિવસથી શીખ્યું? વશી દાસકુળ સાધુ આચરણ કયારથી શીખ્યું?"

ગોકુલદાસ: "પ્રભુ, અમારાં દુર્ભાગ્યથી અમે વશી થયા ખરા, પણ દાસત્વની સાથે હજી ભીરુતા આવી નથી, અમે તો રાજપુત."

સૈનિકોએ માન્યું કે મૂર્ખ ગોકુલદાસ પોતાનું મૃત્યુ પોતાને હાથે તેડે છે. દુર્જયસિંહ ક્રુદ્ધ સ્વરે બોલ્યો: “રે વૃદ્ધ, પુત્રને પ્રાણદણ્ડ થયો, તથાપિ રાજાની સાથે કેમ આચરવું તેનું તને ભાન ના આવ્યું? દુર્જયસિંહ ત્યારે તને આચરણ શીખવશે.” એમ કહી ક્રુદ્ધ દુર્જયસિંહે વૃદ્ધને લાત મારી નીચે નાખી દીધો. સેના ત્યાંથી નિઃશબ્દે ચાલી ગઇ.

પળીઆં વાળો વૃદ્ધ ઉભો થયો. અસહ્ય અપમાનના ઉત્તરમાં રજપુત એક પણ શબ્દ બોલ્યો નહિ; ધીરેધીરે ગગન તરફ જોવા લાગ્યો, ધીરેધીરે વિષમ અત્યાચારી દુર્જયસિંહની તરફ જોવા લાગ્યો.

અનેક ક્ષણ પછી ગોકુલદાસ બોલ્યો: “દુર્જયસિંહ, તને ધન્યવાદ આપું છું. પુત્રશોક ભુલી ગયો હતો, એ તેં આજે સંભારી આપ્યો—એક દિન વૈર લેઇશ.”

---

૪

# સાલુમ્બ્રા

श्रुयमाणतुरगह्रेषाशतं वाद्यमानविश्रमढक्काशतपुष्करं
※ ※ सेनासन्निवेषमपश्यम् ।

वासवदत्ता

**આજે** સાલુમ્બ્રાને પર્વતદુર્ગે શું મનોહર રૂપ ધારણ કર્યું છે! પર્વતશિખર ઉપરથી ચન્દાવતકુળની પતાકા આકાશમાં ઉડે છે. દુર્ગને અનેક સ્થાને અનેક પતાકાઓ ફરફર ઉડે છે. તોરણો શોભા આપે છે. ચન્દાવતકુળના સર્વે સેનાપતિઓ આજે સાલુમ્બ્રામાં આવ્યા છે. કોઇ બસો, કોઇ પાંચસો, કોઇ હજાર સૈનિકો લેઇને ચન્દાવત-કુળપતિ રાવત કૃષ્ણસિંહને મહેલે આવ્યા છે. સેનાનીઓ મહેલમાં રાવતના દર્શનની વાટ જુએ છે; સૈનિકો પર્વતની નીચે મેદાનમાં અસંખ્ય તમ્બુ નાખી પડ્યા છે. તમ્બુઓની ઉપર ચન્દાવતપતાકા ઉડે છે, ચારે બાજુએ ચન્દાવત-કુળનાં વિજયવાદ્ય વાગે છે, સાથે સાથે યોદ્ધાઓનો હાસ્યધ્વનિ અને ઉલ્લાસરવ સંભળાય છે. પ્રાતઃકાળનાં સૂર્યકિરણો તમ્બુઓ ઉપર પડે છે, શીતળ વાયુ એ અસંખ્ય ચન્દાવતપતાકાઓ સાથે ખેલે છે; અથવા ચન્દા-વત-રણવાદ્યના ધ્વનિને ખેતરોમાં, ઘરોમાં, મેદાનમાં ને

ઠેઠ પર્વતશિખર સુધી લેઇ જાય છે. ચન્દાવતકુળનાં એ રણવાદ્ય ભારતક્ષેત્રમાં આ પહેલાં પણ અનેકવાર વાગ્યાં હતાં અને અનેક પર્વતોમાં, મેદાનોમાં અને રણક્ષેત્રોમાં શત્રુઓનાં હૃદયને તેણે કમ્પાવી દીધાં હતાં.

રણવાદ્યની સાથે બીજાં વાદ્યો પણ સંભળાય છે. ફાગણ મહિનો એ તો હોળીનો મહિનો. ઘરઆંગણે, ઘાટે ને વાટે નાગરિકો મદનગીત ગાય છે. એકબીજા ઉપર અબીલગુલાલ ફેંકે છે. ઉલ્લાસ અને આનંદમાં મેવાડ ઉપર આવી પડેલી આપત્તિ ક્ષણવાર વિસારે પડી છે. આજે મદનમહોત્સવ છે. ઉત્સવને પ્રભાવે આજે નાના પ્રકારનાં અશ્લીલ કૌતુકોથી નાગરિકો મોહ પામે છે. એ અબીલથી, એ કૌતુકથી આજે કોઇ મુક્ત નથી. ઉત્સવને દીને ઉંચાનીચા સૌ સમાન છે. સાલુમ્બ્રાના સેનાપતિઓ અને મન્ત્રીઓ પણ માર્ગે જતાં નાગરિકોના ગુલાલથી રંગાયા છે ને ગભરાયા છે. નાગરિકોના કૌતુકથી તેઓ રિસાતા નથી. આજ કોઇ બાકી નથી. નાનાં બાળકોએ વૃદ્ધોના ધોળા વાળ રાતા કરે, વૃદ્ધ મારવા આવે ત્યારે તેમની આંખમાં અબીલ નાખી કરતાળી વગાડે ને અંધ વૃદ્ધની મશ્કરી કરે. આજ કોઈ બાકી નથી. કૃષ્ણસિંહના મહેલથી દરિદ્રની ઝુંપડી સુધી સર્વે લાલ રંગે રંગાયાં છે. બાળકોનાં ને વૃદ્ધોનાં ટોળાં રસ્તામાં આમ મદનમહોત્સવ ઉજવવા લાગ્યાં છે. વાટે, ઘાટે ને ઘરને આંગણે સુંદર કામિનીઓ કામદેવ મહારાજનાં કમનીય ગીતો ગાવા લાગી છે.

બે ત્રણ ઘડી દહાડો ચઢ્યો એટલે રાવત કૃષ્ણુસિંહ સભાગૃહમાં આવ્યો. ગાયકો ચન્દાવતકુળના ગૌરવનાં ગીત ગાતા ગાતા સભામણ્ડપમાં બેઠા. સભામાં દુર્જયસિંહ જેવા અનેક ખંડીઆ યોદ્ધાઓ ભક્તિભાવે ઉભા થયા ને 'મહારાજ ઘણું જીવો,' કહી માન આપવા લાગ્યા. કૃષ્ણ-સિંહે માથું નમાવી મંગળ ઇચ્છનાર એ સર્વે યોદ્ધાઓને માન આપ્યું.

રાવત કૃષ્ણુસિંહ આસન ઉપર બેઠો. તેની બન્ને બાજુએ યોદ્ધાઓ ઉભા રહ્યા સર્વના હાથમાં ઢાલતલવાર હતાં. વીરોની ઉપર આનન્દે દૃષ્ટિ નાખી કૃષ્ણુસિંહે તે સર્વેને બેસવાની આજ્ઞા કરી. યોદ્ધાઓ પોતપોતાને સ્થાને બેઠા. ઢાલો પરસ્પર ઘસાયાથી તેના શબ્દોનો પ્રતિધ્વનિ સમસ્ત સભામણ્ડપમાં ઉઠયો.

સર્વે બેઠા પછી વૃદ્ધ કૃષ્ણુસિંહ ગંભીર સ્વરે બોલ્યો: "વીરો! આજે એકત્ર થવાનું કારણ તમે બધા જાણો છો. ચિતોડ આજ તુર્કોના હાથમાં પડ્યું છે, મેવાડનાં રસાળ ખેતરો અને સમસ્ત મેદાનો તુર્કોના હાથમાં જઇ પડ્યાં છે. કેવળ પર્વતો અને વનપરિપૂર્ણ પ્રદેશોમાં મેવાડની સ્વતન્ત્રતાલક્ષ્મી ભરાઇ પેઠી છે, ત્યાંથી પણ તેને ખેંચી કાઢવા મ્લેચ્છો અભિલાષા રાખે છે.

"ઉત્તરમાં કમલમેરથી દક્ષિણમાં રૂકમનાથ સુધીનો માત્ર પ્રદેશ મહારાણાને સ્વાધીન છે. બાકીની સમસ્ત

વિશાળભૂમિ મોગલોના હાથમાં ગઇ છે. પણ એ વિશાળ ભૂમિથી મોગલોને કંઇ જ લાભ નથી; મહારાણાની આજ્ઞાથી મોગલોએ જિતેલી એ વિશાળ ભૂમિ શૂન્ય અરણ્યશી બની ગઈ છે, ત્યાં હાલ કોઇ ખેડુ ખેતી કરતો નથી, ગોવાળ ગાયો ચારતો નથી, માનવી વાસ કરતું નથી. મહારાણાની આજ્ઞાથી એ પ્રદેશની સમસ્ત વસતિ પર્વતપ્રદેશમાં આવી વાસ કરી રહી છે. રાવીથી બનાસ નદી સુધીનાં ખેતરો આજે જંગલમય બની ગયાં છે ને ત્યાં માત્ર વનપશુઓ જ વાસ કરે છે. આરાવલી પર્વતની પૂર્વ દિશાનો સમસ્ત મેવાડ પ્રદેશ આજે દીવા વિનાનો અન્ધકારમય પ્રદેશ બની રહ્યો છે.

"મહારાણાની આજ્ઞા કોણ ઠેલી શકે? મહારાણા જાતે એ પ્રદેશ જોવા સતત જાય છે; આ સાલુમ્બ્રાપતિ પણ રાણાજીની સાથે તે પ્રદેશમાં સતત જાય છે. સમસ્ત પ્રદેશ નિર્જન વન બની ગયો છે, ત્યાં અરણ્યની નિસ્તબ્ધતા જ સંભળાય છે. અનાજનાં ખેતરોમાં ઉંચાં ઉંચાં ઘાસ ઉગી નિકળેલાં જોયાં છે, જવા આવવાના માર્ગમાં કાંટાળા બાવળનાં વૃક્ષો ઉગી નિકળ્યાં છે; વસતિનાં ઘરોમાં વનપશુઓ નિરાંતે વાસ કરે છે. એક ભરવાડ બનાસ નદીને કાંઠે પશુ ચરાવતો હતો, તેનું શબ હજીયે ઝાડ પર લટકે છે; બીજો કોઇ મહારાણાની આજ્ઞા ઠેલી શકયો નથી.

"મોગલો જાણશે કે મેવાડની વાડી આજે જંગલ જેવી ને ફળહીન થઇ પડી છે. તેઓ જાણશે કે મહા-

રાણાની સાથે યુદ્ધ કરવાને માટે જે વન વટાવીને પાર જવું પડે છે, તે વનમાં માનવી નથી, પશુ નથી, સેનાને ખાવાનું અન્ન નથી, રહેવાનું સ્થાન નથી. તેઓ એમ પણ જાણશે કે સુરત વગેરે પશ્ચિમસાગર ઉપરનાં બંદરો સાથે દિલ્લીનો જે વ્યવહાર હતો તે પણ બન્ધ પડયો છે. જો તેઓ જંગલમાં થઈને ત્યાં જવાનો પ્રયત્ન કરશે, તો તે વારે આપણે ઉંઘતા પડયા રહેવાના નથી.

"વીરો! એમ આપણે મેવાડના બહારના દરવાજા સાચવી રાખ્યા છે. પર્વતપ્રદેશના દરેક કિલ્લામાં, દરેક મેદાનમાં સેના રાખી છે. ચન્દ્રાવતકુળ સત્વર મહારાણા પાસે જઇ પહોંચશે, બીજાં વીરકુળો પણ ચારે દિશામાંથી આવે છે. સમ્મુખ યુદ્ધને માટે મહારાણાની સેના ઓછી નથી. ભૂમિયાઓ યુદ્ધ જાણતા નથી, તેઓ પોતપોતાની ખીણો અને આવાસપર્વતોનું રક્ષણ કરશે. વનવાસી ભીલો પણ હાથમાં ધનુર્બાણ લેઇ યુદ્ધ કરશે. દક્ષિણમાં ભીલો, પૂર્વમાં મીરો, પશ્ચિમમાં મીણાઓ તુર્કોને યુદ્ધ આપશે. સાંભળ્યું છે કે મહારાજ માનસિંહ દિલ્લીશ્વરના પુત્રની સાથે મોટી ધામધુમથી આવે છે, આપણે પણ તેમને આવકાર આપવા તૈયાર છીએ.

"વીરો! અહુણા હોળીનો મહોત્સવ છે. એ મદન-મહોત્સવમાં સર્વે જણ ભાગ લે છે; નગરના નાગરિકો, તમે પણ અને હું પણ એમાંથી દૂર થઇ શકીએ તેમ નથી. આપણાં માથાં, છાતી, હાથ અને વસ્ત્રો ગુલાલથી

રંગાયાં છે. ગાંડા નગરજનોએ મારા ધોળા કેશને અને ધોળી મુછને લાલ કરી નાખી છે. મહેલ, ઝુંપડી, વાટ, ઘાટ સર્વ લાલ રંગે રંગાયાં છે. વળી બીજો એક હોળીનો દિવસ આવે છે. એ વીરમહોત્સવનો દિન આવે છે; શૂરા યોદ્ધાઓને ખરો આનન્દનો દિવસ તો એજ છે. યોદ્ધાનું મસ્તક અને છાતી અન્ય પ્રકારે રંગાશે. આ પર્વતપ્રદેશનો પ્રત્યેક ગિરિ અને ખંડ મનુષ્યના લોહીથી રંગાશે. આજે નાગરિકોનાં વાદ્ય અને ગીતો સાંભળો છો, તે દિને મેવાડનાં અન્ય પ્રકારનાં વાદ્ય સાંભળશો, અન્ય પ્રકારનાં ગીતો ગગનને ભેદશે. એ આનન્દના દિનને માટે—વીરમહોત્સવને માટે—મારા વીરજનો, સજ્જ થાઓ.”

સાલુમ્બ્રાપતિનાં આ ઉત્સાહવાક્યથી યોદ્ધાઓ વીરમદે હુંકારો કરી ઉઠ્યા. ઝન્‌ઝન્ શબ્દ કરી તલવારો મ્યાનમાંથી બહાર ઉછળી આવી. એ હુંકારાથી સભામણ્ડપ ગાજી ઉઠ્યો, ને તેનો પ્રતિધ્વનિ સાલુમ્બ્રાના પર્વતશિખરને ઓળંગી ગગન સુધી જઇ પહોંચ્યો. એ ઉલ્લાસરવ શમતાં શમતાં તો એ વિશાળ સભાગૃહમાં ઉન્નત ગીતધ્વનિ સમ્ભળાયો; સાલુમ્બ્રાના વૃદ્ધ ચારણદેવે પૂર્વ કાળનું ગીત આરંભ્યું:

“યોદ્ધાઓ, તમે યુવક છો, આપની દૃષ્ટિ ભવિષ્યમાં છે; આપની આશા, ઉત્સાહ, પ્રતિજ્ઞા ભવિષ્યમાં દોડે છે. વૃદ્ધની દૃષ્ટિ ભૂતકાળ તરફ દોડે છે. એ ભૂતકાળ કાળાં વાદળાંની પેઠે અમારી દૃષ્ટિને ઢાંકી દે છે. અમે બાહારના

જગતને જોતા નથી. એ વાદળાંમાં એક પ્રકારનું જગત જોઇએ છીએ, અન્ય વીર આકૃતિ જોઇએ છીએ; સાંભળો:

"આજે આપણા મહારાણા ચિતોડમાં નથી, મહારાણા પર્વતકન્દરમાં વાસ કરે છે, વૃક્ષ તળે બાળકોનું લાલન-પાલન કરે છે, મહારાણાનું અન્તઃપુર ગાઢા જંગલમાં છે. બાલ્યાવસ્થામાં અમે એક બીજા પુરુષને એવો જોયો હતો, તે પણ પર્વતગઢમાં વાસ કરતો હતો, પર્વતશિખર તે એનો ઉંચો મહેલ હતું. દૂરના સંગીતની પેઠે એ પૂર્વકથા હૃદયમાં જાગ્રત થાય છે, હૃદય ખળભળે છે; એ કથા સાંભળો:

"એ બાળક એક દિન ભાઇની સાથે ચારણી માતાના ડુંગરમાં ગયો હતો. નિર્ભય બાળક બીજાં આસન ત્યજી સિંહચર્મ ઉપર બેઠો. ચારણીમાતા ચમકી ઉઠી બોલી: 'જે બાળક સિંહચર્મ ઉપર બેઠો તે એક દિન સિંહાસન ઉપર બેસશે.' મોટા ભાઇએ બાળકને ઘેર્યો, કારણકે બન્ને રાજપુત્ર હતા. બાળક મારથી નબળો પડી ગયો ને એક આંખ ખોઇ નાઠો. ક્યાં નાઠો?

"ભરવાડોને ત્યાં તપાસ કરો. તેમનો આ મલિન-વેશધારી તથાપિ તેજઃપૂર્ણ દાસ કોણ છે? ભરવાડો જાણે ના. જાણે તો પશુ ચારવામાં અકુશળ માની બાળકને અપમાન કરી હાંકી મુકે? અપમાન પામેલો, હાંકી મુકાએલો એ બાળક ક્યાં ગયો?

"જંગલમાં તપાસ કરો. શ્રીનગરના વીર કરમચન્દનો એક સામાન્ય સૈનિક થાકેલો તે કેવા સુખથી નિદ્રા લે છે! વડનું વૃક્ષ તેનો ચન્દરવો છે, ઘાસ તેની શય્યા છે, તલવાર તેનું ઉશીકું છે. મધ્યાહ્નનો સૂર્ય વડની ઘટા ભેદી તેના મુખ ઉપર કિરણો ફેંકે છે, એક મોટો નાગ તેના ઉપર ફેણ વિસ્તારી છાયા કરે છે. કરમચન્દના સામાન્ય સૈનિક માટે નાગ શા માટે ફેણ વિસ્તારે છે? એ બાળક ગુપ્ત વેશે રાજપુત્ર છે, નાગ બાળકનો રાજ્યછત્રધારી છે.

"દિવસ ગયા, માસ ગયા, વર્ષ ગયાં; એ બાળક સિંહાસને બેઠો, રાજ્યછત્રધારીએ તેના ઉપર છત્ર ધર્યું. એ સાંભળો વજ્રનાદ, એ જુઓ, સંગ્રામસિંહના એંશી હજાર યોદ્ધાઓ ધરતી કંપાવી મુકે છે. તેની અસંખ્ય જયપતાકાથી આકાશ લાલવરણું થઇ ગયું છે! એ જુઓ, શતદ્રુથી વિન્ધ્યાચળ સુધી અને સિન્ધુથી યમુના સુધી તેનું રાજ્ય વિસ્તર્યું છે, અઢાર યુદ્ધોમાં જય મેળવી તેણે રાજ્ય વિસ્તાર્યું છે. ફરી પૃથ્વીરાજની પેઠે આર્યાવર્ત્તને એકછત્ર કરશે કે શું? પણ ભારતવર્ષની પશ્ચિમે મેઘમાળા ઘેરાઇ છે, તુમુલ ઝડીની સાથે તે ભારતવર્ષ પર તુટી પડી. નવા આવેલા બાબરની મોગલસેનાએ ભારતક્ષેત્રને છાઇ નાખ્યું! સિંહબળ છતાં પણ સંગ્રામસિંહ વારંવાર હારવા લાગ્યો. પણ વીરની વીરપ્રતિજ્ઞા સાંભળો: 'જયાં સુધી બાબરને હરાવું નહિ, ત્યાં સુધી ચિતોડમાં પ્રવેશ કરૂં ના. મરુભૂમિ મારી શય્યા ને આકાશ મારો ચન્દરવો!' સંગ્રામસિંહ પ્રતિજ્ઞા તોડે ના. પૃથ્વીરાજના સિંહાસન

ઉપર હવે શું હિન્દુ રાજા બેસશે કે? અમે તો હવે વૃદ્ધ થયા છીએ, જોઇ શકતા નથી, સંગ્રામસિંહ કયાં ગયા? તેના ખંડીઆ સોળ રાજા અને સેંકડો રાવત ને રાવળ કયાં ગયા? તે પ્રકાશ બુઝાઇ ગયો છે, તે મહાતેજ સદાને માટે લીન થઇ ગયું છે!

"લીન થાય નહિ. યોદ્ધાઓ! સબળ હસ્તે તલવાર ધારણ કરો. તીક્ષ્ણ ભાલા માથા ઉપર ફેરવો. હુંકારો કરો ને યુદ્ધમાં દોડો. વાયુમાં તૃણની જે ગતિ તે તુર્કોની કરો. ચિતોડ નગર જયજયનાદે પુરી કાઢો. વૃદ્ધની પૂર્વસ્મૃતિ કેવળ સ્વપ્ન નથી, મેવાડનો પૂર્વદિન આવશે. પર્વતકન્દર અને ગાઢું વન ત્યજી સંગ્રામસિંહની પેઠે પ્રતાપસિંહ પણ સિંહાસને ચઢશે, સંગ્રામસિંહની પેઠે પ્રતાપસિંહનું નામ પણ દિલ્લીના દરવાજા સુધી, સમુદ્રના તીર સુધી, હિમાલયનાં હિમધવળ ઉન્નત શિખરો સુધી ગર્જના કરશે."

વૃદ્ધ શાન્ત થયો. ક્ષણમાત્ર સભા પણ શાન્ત રહી. સેંકડો યોદ્ધાઓના વજ્રનાદથી અને હુંકારશબ્દથી તુરત જ સાલુમ્બ્રાનો પર્વત કમ્પી ઉઠયો. પર્વત નીચેની સેનાએ તે શબ્દ સાંભળ્યો. સેંકડોગણા બળથી સેનાએ સેનાપતિના શબ્દને ઝીલી લીધો.

ચારણદેવે આસન લીધા પછી સાલુમ્બ્રાપતિ યોદ્ધાઓની સામે જોઇ ગમ્ભીર શબ્દે બોલ્યો: "વીરો! યુદ્ધને હવે બહુ વાર નથી. યુદ્ધસમયે સાલુમ્બ્રા સદા રણની જમણી બાજુએ રહે છે. હું માત્ર સેના એકઠી કરવા

અહીં આવ્યો છું. ચન્દાવતકુળના મુખ્ય મુખ્ય વીરો સેના સાથે આવી એકઠા થયા છે. ચાલો, કાલે જ આપણે મહારાણાની નવી રાજધાની કમલમેર તરફ યાત્રા કરીએ. મારા વીરો! આપણી સભા હવે બરખાસ્ત થાય છે; આજે હોળીનો ઉત્સવ છે, એક વાર એ વાર્ષિક ઉત્સવ ખુબ ખેલો, આવતી સાલની હોળી આપણે દેખીશું કે નહિ તેની કોને ખબર છે?"

મહેલના આગલા વિશાળ ચોગાનમાં યોદ્ધાઓ ઘોડે ચઢી હોળી ખેલવા લાગ્યા, ઘોડા ચલાવવામાં અને અબીલ ફેંકવામાં નિપુણતા દેખાડવા લાગ્યા. પરસ્પરના કુંકુમથી મસ્તક, દેહ અને ઘોડાઓ રંગાવા લાગ્યા. ઘોડાઓના પગનો અને યોદ્ધાઓના મુખનો આનન્દધ્વનિ સર્વત્ર સંભળાવા લાગ્યો. ઘોડાઓ ઘડીમાં દોડે છે, ઘડીમાં ઉભા રહે છે, ઘડીમાં ફલંગ દઇ દોડે છે; જાણે તેઓ પણ આ ખેલમાં ઉન્મત્ત બન્યા છે. યોદ્ધાઓ અસાધારણ નિપુણતાથી ઘોડાઓ ચલાવે છે, આત્મરક્ષા કરે છે ને બીજા પર અબીલ નાખે છે. નીચે સૈનિકો ને નગરમાં નાગરિકો પણ આ ખેલમાં મત્ત બની ગયા છે. વાર્ષિક આનન્દશબ્દથી સાલુમ્બ્રાપર્વત ગાજી ઉઠ્યો. સેનાનીઓ અને સૈનિકોમાંથી કેટલા જણ આવતે વર્ષે હોળી ખેલવાના છે? અને તે પહેલાં કેટલા જણ હલદીઘાટના ભીષણ પર્વતની તળેટીમાં ચિરનિદ્રામાં સુવાના છે?

---

# પ્રતાપસિંહ

हतो वा प्राप्स्यसि स्वर्गं जीत्वा वा भोक्ष्यसे महीम् ।

— भगवद्गीता —

કેટલાક દિવસોમાં ચન્દાવતકુળેશ્વર સાલુમ્બ્રાપતિ સમસ્ત ચન્દાવતકુળની સેના સાથે કમલમેરમાં આવી મળ્યો. અન્ય કુળના યોદ્ધાઓ પણ સંખ્યાબંધ આવી મળ્યા. દેવગઢથી સંગાવત કુળેશ્વર સેના લઇ આવી પહોંચ્યો. તેઓ ચન્દાવતકુળની એક શાખામાત્ર છે. બેદનોરનો મૈર્ત્યકુળેશ્વર પુષ્કળ સેના લેઇને આવ્યો; તે રાઠોડ વંશનો હતો, અને મેવાડમાં તેના જેવો સાહસી યોદ્ધો બીજો કોઇ નહોતો. એ જ વંશના જયમલ્લે અકબરે નાખેલા ચિતોડના ઘેરા વખતે અસાધારણ શૌર્ય પ્રકાશ્યું હતું ને અકબરને હાથે જ રણમાં પડયો હતો; તેના પુત્રો એ વાત ભૂલી ગયા નથી અને પિતાના વીરત્વનું અનુકરણ કરવાને જ મહારાણાને આવી મળ્યા છે. કૈલવાથી જગાયતકુળ અનેક વીરોને લેઇ કમલમેર આવ્યું છે, તે કુળ પણ ચન્દાવતકુળની શાખામાત્ર છે. એ જગાવતકુળમાં પાકેલા પત્ત નામે વીરશ્રેષ્ઠે ચિતોડના નાશસમયે અતુલ વીરત્વ દેખાડયું હતું. સાલુમ્બ્રાપતિના મૃત્યુ પછી સોળ વર્ષને પત્તે ચિતોડના દરવાજાનું રક્ષણ કર્યું હતું; અકમ્પિત હૃદયે સમ્મુખ યુદ્ધમાં પોતાની માતાને અનેક અર્ધાંગ-

ના સાથે પ્રાણ સમર્પતાં જોઇ, અકમ્પિત હૃદયે દરવાજાનું રક્ષણ કરતાં પડ્યો. જગાવતકુળેશ્વર તેનો જ જાતિબન્ધુ છે, જગાવતકુળનું નામ રાખવાને કૈલવાથી આવી આજ મહારાણાની પડખે આવી ઉભો છે. દેલવાડાથી ઝાલાકુળ, બેદલાથી તથા કોટારિથી ચૌહાણકુળ, વિજળીથી પરમારકુળ અને બીજાં સ્થળોમાંથી બીજાં કુળના યોદ્ધાઓ મેઘરાશિની પેઠે વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહની આજુબાજુ વીંટાઇ વળ્યા. થોડા જ સમયમાં બાવીશ હજાર યોદ્ધાઓ કમલમેરમાં એકઠા થઇ ગયા. આખા ય ભારતક્ષેત્રમાં આવા બાવીશ હજાર દેશાનુરાગી વીરો નહોતા.

આજ ફાગણનો છેલ્લો દિવસ છે. વસન્તોત્સવનો છેલ્લો દિવસ છે. તેથી અર્ધી રાતે પણ સૈનિકો ઉત્સવમાં મત્ત બન્યા છે. પર્વતના શિખર ઉપર, ખીણમાં, નગરના માર્ગમાં, ગૃહસ્થના આંગણામાં અસંખ્ય અગ્નિકુણ્ડો દૃષ્ટિએ પડે છે; રજનીના અન્ધકારને પ્રકાશિત કરે છે, શ્યામ પર્વતોને પ્રકાશિત કરે છે. એ અગ્નિકુણ્ડોમાં સૈનિકો અબીલ, ગુલાલ આદિ દ્રવ્યો હોમે છે, હોળીને બાળે છે. ગીતધ્વનિથી અને હાસ્યધ્વનિથી રાત્રિની નિસ્તબ્ધતા દૂર થઇ છે. પર્વતશિખર ઉપરથી નીચે જ્યાં સુધી દૃષ્ટિ પડે છે, ત્યાં સુધી વૃક્ષોમાં થઇને આવા અનેક અગ્નિકુણ્ડો દેખાયા કરે છે. એ પ્રકારનો આનન્દધ્વનિ પણ સમ્ભળાય છે. નદી કલકલ શબ્દે ખીણમાં થઇ વહે છે, તે પોતાની સ્વચ્છ છાતીમાં આ અસંખ્ય અગ્નિશિખાઓનાં પ્રતિબિમ્બ ધારણ કરે છે. વસન્તગીતની વચ્ચેવચ્ચે ચારણોનાં યુદ્ધગીત પણ

સ્થાનેસ્થાને સમ્ભળાય છે. મેવાડના પૂર્વગૌરવનાં, મેવાડની વિપત્તિઓનાં, મેવાડના ભાવિ વિજયનાં ગીત સૈન્યમણ્ડળીને પ્રોત્સાહિત કરે છે. આનન્દગીતની સાથે એ ગીત પણ રાત્રિગગનને પુરી નાખે છે.

એ સમસ્ત ઉત્સવવ્યાપારથી બહુ દૂર એક અન્ધકારમય પર્વતશિખર ઉપર એક યોદ્ધો એકલો આંટા મારતો હતો. વખતેવખતે તે ઓચિંતો થોભી જતો, પણ તે ઉત્સવગીત સાંભળવા માટે નહિ. વચ્ચેવચ્ચે નજર પહોંચે ત્યાં સુધી દૂર દૃષ્ટિ ફેંકતો, પણ તે ઉત્સવના અગ્નિકુણ્ડ જોવા માટે નહિ. કોઇ વાર કમલમેરના અપૂર્વ પર્વતદુર્ગ તરફ દૃષ્ટિ કરતો, કોઇ વાર અસંખ્ય સેના તરફ નિહાળતો, કોઇ વાર છાતી પર હાથ મુકી નક્ષત્રવિભુષિત અન્ધકારમય નભોમણ્ડળી તરફ જોઇ રહેતો. એ મહારાણો પ્રતાપસિંહ હતો.

પ્રતાપસિંહની કમરે તલવાર લટકતી હતી. પાસે વૃક્ષ તળે ઘાસની પથારી હતી. ચિતોડ ફરી ના લેવાય તો બીજી પથારી પર સુઇશ નહિ, એવી એ યોદ્ધાની દૃઢ પ્રતિજ્ઞા છે. એ વ્રત જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી સોનારૂપાનો સ્પર્શ કરીશ નહિ, દાઢીમુછ બોડાવીશ નહિ, વૃક્ષપાત્ર સિવાય બીજા પાત્રમાં ભોજન કરીશ નહિ, સામાન્ય પોશાક સિવાય બીજાનો સ્પર્શ કરીશ નહિ, એવી એની દૃઢ પ્રતિજ્ઞા છે. પ્રાચીન ભારતવર્ષના ઋષિમુનિઓએ પણ ઇષ્ટ સાધનાને માટે પ્રતાપના જેવું કઠોર

વ્રત ધારણ કર્યું નહિ હોય. જગતના વીરચુડામણિઓએ પણ અભીષ્ટ સાધનાને માટે પ્રતાપસિંહના જેવો જીવન-વ્યાપી ઉદ્યમ કર્યો નહિ હોય.

સમસ્ત ભારતભૂમિનું ઐશ્વર્ય, વીરત્વ, બુદ્ધિબળ, બાહુબળ, અસ્ત્રબળ પ્રતાપસિંહની વિરુદ્ધ ઉલટયું છે; તેની સાથે રાજસ્થાનનું અસાધારણ વીરત્વ પણ–માર-વાડનું, અમ્બરનું, વિકાનેરનું, બુન્દીનું અને બીજા પ્રદેશનું યુદ્ધબળ પણ–એકઠું મળ્યું છે. એ નિર્જન પર્વત-શિખર ઉપર જે યોદ્ધો અન્ધકારમાં ઉભો છે તે યોદ્ધે સમસ્ત ભારતવર્ષની સામે એકલે હાથે પણ લઢવાની મહાસમર્થ પ્રતિજ્ઞા કરી છે, અથવા સ્વદેશ અને સ્વાધીન-તાને માટે છેવટના રણક્ષેત્રમાં, મેવાડની છેલ્લી બીણમાં કે પર્વતકન્દરમાં હૃદયનું લોહી રેડવાનો સંકલ્પ કર્યો છે.

મધરાત પછી મહારાણાના કેટલાક મુખ્ય સેનાનીઓ એ સ્થાને આવી પહોંચ્યા. મહારાણો તેમની વાટ જ જોતો હતો. તેમને આવતા દેખીને રાણાનું વિચારસૂત્ર તુટી ગયું. તેણે આદરથી બધાને બોલાવ્યા.

એ પર્વતશિખર ઉપર સર્વે બેઠા. પ્રતાપસિંહ બોલ્યો: “વીરજનો! આપનું સાહસ, આપનો ઉત્સાહ જોઇ મને આનન્દ થાય છે. આ શિખર ઉપરથી એ અસંખ્ય સેનાને જોઇ મને ઉલ્લાસ થાય છે; એટલા માટે આપને ધન્યવાદ દેવાને મેં આપને આ નિર્જન સ્થાનમાં આમન્ત્રણ કર્યું છે.”

સાલુમ્બ્રાપતિ રાવત કૃષ્ણસિંહ રાણાની જમણી બાજુએ બેઠો હતો તે બોલ્યો: "રાણાજી, યુદ્ધને સમયે, દુઃખને સમયે મેવાડના યોદ્ધાઓ મેવાડના મહારાણાની બાજુ ક્યારે ત્યજી શકે એમ છે? આ જે અસંખ્ય સેના આપ દેખો છો, તે સર્વના હૃદયનું લોહી, અમારા હૃદયનું લોહી અમારૂં નહિ પણ રાણાજીનું છે. આજ્ઞા કરો ને એ લોહી રેડાશે."

પ્રતાપે ઉત્તર આપ્યો: "કૃષ્ણસિંહ, આપનું ઋણ હું કદીયે વાળી શકીશ નહિ. જે દિવસે પિતાનું મૃત્યુ થયું, તે દિવસે ભાઇ યોગમલ્લ સિંહાસને બેઠો અને તે દિવસે સભામધ્યે આપેજ તેમને કહ્યું હતું: 'મહારાજ! આપ ભ્રમમાં પડ્યા છો, એ સિંહાસન તો આપના ભાઇનું છે.' તે દિવસે આપેજ આ તલવાર મારી કમરે લટકાવી હતી. જ્યાં સુધી આ તલવાર મારા હાથમાં રહેશે, ત્યાં સુધી સાલુમ્બ્રાપતિ મારે જમણે પડખે રહેશે."

કૃષ્ણસિંહ બોલ્યો: "સાલુમ્બ્રાને એથી બીજું કંઇ ઇનામ જોઇતું નથી. સ્વામીધર્મ એજ સાલુમ્બ્રાનો કુળ-ધર્મ છે, સ્વામીધર્મજ સાલુમ્બ્રાને જોઇતું ઇનામ છે."

પછી રાઠોડવંશના જયમલ્લ અને જગાવતવંશના પત્તનાં બાળકોને ઉદ્દેશી મહારાણો બોલ્યો: "ચિતોડનાશને સમયે જયમલ્લ અને પત્તે જીવનદાન આપી જે યશ ખરીદ્યો છે તે યશ ફરી ચિતોડને તાબે કરતી વખતે ખરીદવાની આપ અભિલાષા રાખો છો ને?"

તેઓએ ઉત્તર દીધો: "સાધન તો જગદીશ્વરના હાથમાં છે, બાકી યોદ્ધાઓ તો કશું બાકી નહિ રાખે."

પછી કોટારિના ચૌહાણકુળેશ્વરને સંબોધી રાણોજી બોલ્યા: "જ્યારે પિતાને હત્યાકારક રણવીરોના પંજામાંથી ખસેડી ગુપ્ત રીતે આણવામાં આવ્યા ને તેઓ જ્યારે આ કમલમેરમાં ગુપ્ત રીતે વાસ કરતા હતા, જ્યારે પિતાને સર્વે સન્દેહદૃષ્ટિએ જોતા હતા, ત્યારે ચૌહાણકુળેશ્વરે જ તેમની સાથે ભોજન લેઇ સર્વેનો સન્દેહ ભાગ્યો હતો. ચૌહાણકુળ એ સ્વામીધર્મ હજી પણ ભુલ્યું નથી."

ચૌહાણ બોલ્યો: "ચૌહાણકુળ સ્વામીધર્મ કદી પણ ભૂલશે નહિ."

પ્રતાપ બોલ્યો: "વિજળીપતિ! આપના પિતાએ જ પિતાની એ દુરવસ્થામાં તેમને કન્યા આપી હતી. મામા! આપે પ્રતાપને માટે જે યત્ન કર્યો છે તે ભૂલાશે ના, એ યત્ન આવતા યુદ્ધમાં પ્રતાપનું નામ અને પ્રતાપની ગૌરવ-રક્ષા કરશે."

ઉલ્લાસમાં આવી વિજળીપતિ બોલ્યો: "એ ગૌરવ-રક્ષાને માટે પરમારકુળ આનન્દથી જીવ આપશે."

પછી દેલવાડાના અધીશ્વર તરફ જોઇ રાણોજી બોલ્યા: "ઝાલાકુળ મેવાડના સ્તમ્ભસ્વરૂપ છે, આવેલી વિપત્તિમાં તેઓ જ અમારા સ્તમ્ભ રહેશે."

દેલવાડાપતિએ ઉત્તર આપ્યો: "ઝાલા સ્વામીધર્મ જાણે છે, યુદ્ધકાળમાં રાણાનું પડખું છોડશે નહિ."

એમ સર્વે યોદ્ધાઓની સાથે થોડી વાર કથાવાર્તા કર્યા પછી મહારાણો બોલ્યા: "વીરજનો! આપને બોલાવવાનું કારણ આપનાથી અજાણ્યું નથી. સમગ્ર ભારતક્ષેત્રનું સૈન્યબળ મેઘમાળાની પેઠે એકત્ર થયું છે અને તે વર્ષાઋતુના આરમ્ભમાંજ મેવાડ ઉપર આવી તુટી પડશે. શત્રુઓ જોશે કે તે સમયે આપણે પણ ઉંઘતા નથી. તેઓ મેવાડના રસાળ પ્રદેશને જંગલસ્વરૂપે જોશે. મેવાડના પર્વતથી ઘેરાએલા પ્રદેશમાં તેઓ પ્રવેશ કરી શકનાર નથી.

"બાપારાવળનો વંશ શું પરદેશીઓને માથું નમાવશે? સમરસિંહ અને સંગ્રામસિંહનાં સન્તાનો શું તુર્કોના દાસ બનશે? ભલે તેના કરતાં સિસોદીયાકુળ જગતમાંથી એકેવારે ઉઠી જાય, ભલે સુન્દર મેવાડ દેશના પર્વતો અને ખીણો ઉપર સમુદ્ર ફરી વળે.

"પ્રતાપસિંહ માતૃમુખ ઉજળું કરશે. પ્રતાપસિંહ તુર્કોની સાથે યુદ્ધ કરશે, પૂર્વજોનું બાહુબળ આ બાહુમાં છે કે નહિ તે જગત જોશે. યોદ્ધાઓ! આપણે કન્દરોમાં અને ગુફાઓમાં વાસ કરીશું, બાપારાવળનું કુળ સ્વતંત્ર રાખીશું. સમરસિંહ અને સંગ્રામસિંહના બાળકોએ દાસત્વને કદી જાણ્યું નથી—કદી જાણશે પણ નહિ.

" ઉત્સવનો દિવસ આજે પુરો થાય છે, આપણા કાર્યનો

દિવસ આજે ઉગે છે. યોદ્ધાઓ, ઉદ્યમે લાગો, દૃઢ હાથે તલવાર પકડો અને જ્યારે માનસિંહ અને અકબરશાહ આવશે ત્યારે જોઈ શકશે કે રાજપુતગૌરવ નાશ નથી પામ્યું."

---

૬

## માનસિંહ

येनास्यभ्युदितेन चन्द्रगामितकान्तिम रवौ तत्तु ते ।
युज्यते प्रतिकर्त्तुमेव न पुनस्तस्यैव पादग्रहः ॥

— काव्यप्रकाश —

ઉપરના પ્રસંગને બે ત્રણ માસ વીતી ગયા છે. એ સમયમાં પ્રતાપસિંહ નકામો બેશી નહોતો રહ્યો. પર્વતથી ઘેરાએલા જે પ્રદેશનું રક્ષણ કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો તે પ્રદેશના એકેએક કિલ્લાને, એકેએક ખીણને, એકેએક પર્વતકન્દરને વારંવાર જોઈ વળ્યો હતો. કિલ્લામાં ખાદ્યસામગ્રી ભરી તેનાં દ્વાર બંધ કરી દીધાં હતાં. સૈનિકોને ને સમસ્ત મેવાડવાસીઓને ઉત્સાહિત કરી દીધા હતા. દુર્ગેશ્વરો પોતાની સેના સાથે મહારાણાને આવી મળ્યા હતા. ભૂમિયા સમ્મુખ યુદ્ધ કરી જાણતા નહોતા, પણ પોતપોતાની ભૂમિના રક્ષણ માટે પ્રાણ આપવા તૈયાર થઈ ગયા હતા. મેવાડના અસંખ્ય વનવાસી લોકો પણ મહારાણાના ઉત્સાહથી ઉત્સાહિત બની ગયા હતા; દક્ષિણમાંથી ભીલો, પૂર્વમાંથી

મીરો અને પશ્ચિમમાંથી મીણાઓ હાથમાં ધનુર્બાણ લેઇ રાજપુત યોદ્ધાઓને આવી મળ્યા. સમસ્ત પ્રદેશ રણ-રંગથી ઉન્મત્ત બની ગયો.

સર્વદા મહારાણો થોડી સેના લેઈને પર્વતપ્રદેશમાંથી નિકળતો. જોતો, કે તેની આજ્ઞાથી મેવાડનો સપાટ પ્રદેશ અને વાડી જેવો મુલક આજ જનશૂન્ય અને અરણ્યમય થઇ ગયો છે, લોકનાં ઘરમાં ઘાતક જીવો વાસ કરે છે, ખેતરો અરણ્ય જેવાં થઇ ગયાં છે, બનાસ અને રાવી નદીને કાંઠે કોઇ માનવી નજરે પડતું નથી, મનુષ્યરવ સંભળાતો નથી. પ્રતાપની સેના દેખીને અરણ્યવિહારી પક્ષીઓ માળા છોડીને ચીચીઆરીઓ પાડતાં આકાશમાં ઉડી જાય છે, અરણ્યવાસી જન્તુઓ દૂર ગાઢા જંગલમાં પલાયન કરી જાય છે. નિઃશબ્દે એ વનમાં ફરી પ્રતાપ-સિંહ પાછો ફરતો. બોલતો, કે: “સમગ્ર મેવાડદેશ આમ નિર્જન અરણ્યભૂમિ બની જાઓ, પણ એ પવિત્ર ભૂમિ તુર્કોના પગથી કલંકિત ના થવા દેઉં.”

રાણો સમસ્ત દિન યુદ્ધની તૈયારી કરતો ને સન્ધ્યા-સમયે પોતાની પર્વતકન્દરમાં પાછો ફરતો. જોતો, કે પાટેશ્વરી જાતે અગ્નિ સળગાવી રાંધતી, બાળકો ચારે દિશામાં ફાટેલે કપડે રમત રમતાં. રાણો રણવસ્ત્ર ઉતારતાં ઉતારતાં સ્નેહપૂર્વક બોલતા: “જગદીશ્વર! અમરસિંહ અને અમર-સિંહની માતા ગમે તો સદાને માટે આ પર્વતકન્દરમાં વાસ કરે, પણ તુર્કોને હાથ જોડી મહેલમાં રહેવા જાય ના.”

એમ કેટલાક માસ વીતી ગયા. અન્તે સમ્રાટ અકબરનો પુત્ર યુવરાજ સલીમ માનસિંહની સાથે અસંખ્ય સેના લેઇ મેવાડ પર ચઢી આવ્યો. સમુદ્રતરંગની પેઠે અસંખ્ય સેના મેવાડના બહારના પ્રદેશ ઉપર ફરી વળી. સાવધાન પ્રતાપસિંહે અટકાવ નાજ કર્યો. ધીરેધીરે મોગલસેના સુરક્ષિત પર્વતપ્રદેશ પાસે આવી. જોયું તો એ પર્વત-પ્રદેશના સર્વે દરવાજા બન્ધ છે. એકજ માત્ર હલદી-ઘાટને દરવાજે થઇ પ્રવેશ કરી શકાય એમ હતું. બાવીશ હજાર રાજપુતો એ દરવાજાનું રક્ષણ કરતા ઉભા હતા. માનસિંહ ચિન્તાતુર થઈ પાસે તમ્બુ નાખી પડયો હતો, સમગ્ર મોગલસેના યુદ્ધને માટે એકપગે ખડી થઇ રહી હતી.

વાચક! ચાલો આપણે પણ રણક્ષેત્રમાં જઇએ, એક વાર મોગલોની છાવણીમાં પ્રવેશ કરીએ. જે મહાવીર અમ્બરપતિએ દિલ્હીનું દાસત્વ સ્વીકારી દિલ્હીની વિજય-પતાકા બંગાળાથી કાબુલ સુધી ફરફરાવી હતી તે વીરચુડા-મણિ માનસિંહની પાસે જઇએ. હાય! જાતિવિરોધના જેવો બીજો વિરોધ નથી; જાતિવિરોધને લીધે માનસિંહ આજ રાજપુતકુળતિલક પ્રતાપસિંહનો શત્રુ બન્યો છે!

રાત્રે અનેક મોગલતમ્બુઓ ઉભા ગઇ ગયા છે, તમ્બુ-ઓના દીવાથી એ અન્ધકારમય પ્રર્વતપ્રદેશ પ્રકાશિત બની ગયો છે. સ્થાનેસ્થાને સૈનિકો એકત્ર થઈ આનન્દરવ કરી રહ્યા છે. ભીષણ યુદ્ધ કરવાની મેવાડીઓની પ્રતિજ્ઞા છે,

ત્યારે આમાંથી કેટલા જણ દૂર દિલ્લીપ્રદેશમાં પાછા જઇ શકનાર હતા?

તમ્બુઓની હાર વચ્ચે રાતાં વસ્ત્રથી, અસંખ્ય દીવાથી અને અનેક પતાકાથી શોભતો યુવરાજનો તમ્બુ નજરે પડે છે. વિશાળ તમ્બુમાં યુવરાજ સલીમ પ્રફુલ્લ ચિત્તે ગાન સાંભળે છે, સામે મદિરાપાત્ર પડ્યું છે, પાસે કલકણ્ઠા પ્રૌઢયૌવના ગાયિકાઓ ઉભી છે. યુવરાજના અવયવ લાંબા અને બળિષ્ઠ છે, લલાટ વિશાળ અને સુન્દર છે. કાલે યુદ્ધ થશે, પણ આજે એ વિશાળ લલાટમાં કંઈજ ચિન્તા નથી, એ સુન્દર મુખ ઉદ્વેગરહિત અને હાસ્યપ્રફુલ્લ છે.

તમ્બુમાંથી હજી પણ આનન્દશબ્દ નિકળ્યાજ જાય છે, એવે સમયે એક દાસે આવી સમાચાર આપ્યા, કે: "જહાંપનાહ, રાજા માનસિંહ આવ્યા છે; કંઇ કારણથી મળવા ઇચ્છે છે."

યુવરાજે વિચાર્યું કે કંઇ યુદ્ધ સમ્બન્ધનો વિચાર કરવા રાજા આવે છે. ગીત બન્ધ કર્યું, સર્વેને વદાય કર્યા. ક્ષણેક પછી વીરશ્રેષ્ઠ અમ્બરપતિ માનસિંહે તમ્બુમાં આવી યુવરાજ સલીમને સલામ કરી. હાસ્યવદને સલીમે માનસિંહને આદર આપ્યો. તમ્બુના દરવાજા બન્ધ થયા. માનસિંહ ને સલીમ બન્ને ગુપ્ત રીતે વાતો કરતા બેઠા.

માનસિંહ અને સલીમ બન્ને યુવક છે, બન્ને સાહસી યોદ્ધા છે, બન્ને યૌવનોચિત ઉત્સાહથી ઉત્સાહી બનેલા છે.

પરન્તુ સલીમ બાદશાહનો શાહજાદો છે, તેથી સુખપ્રિય અને વિલાસી છે, તેના જેવો વિલાસી દિલ્લીની ગાદીએ કદી કોઇ થયો નથી. તેનો સ્વભાવ સરળ અને ઉદાર હતો. તેના યૌવનમાં કાર્યપ્રિયતા કરતાં સુખપ્રિયતા વધારે હતી. પાછળથી એ સુખપ્રિયતા એટલી પ્રબળ થઇ કે બેગમ નુરજહાં રાજ્ય ચલાવવા લાગી, ને પોતે તો મદિરાસુન્દરી ને નારીસુન્દરીમાં મત્ત રહેતો. માનસિંહ અસાધારણ બુદ્ધિવાન, અસાધારણ પ્રતિજ્ઞ અને કાર્યપટુ તથા અસાધારણ યોદ્ધો હતો. દિલ્લીથી નિકળ્યા ત્યારથી સર્વ કામ માનસિંહજ કરતો ને સલીમ માનસિંહ ઉપર આધાર રાખતો.

સલીમ બોલ્યો: "રાજા! શત્રુઓની તૈયારી તો આપે જોઇ છે, ક્યારે યુદ્ધ કરવું ઠીક પડશે?"

માનસિંહ: "આ દાસ કાલે યુદ્ધ કરવું ઠીક સમજે છે. વર્ષાકાળને હવે વિલમ્બ નથી, માટે દિલ્લીશ્વરનું કાર્ય જેમ વહેલું પુરૂં થાય તેમ ઠીક."

સલીમ: "મારો પણ એજ મત છે. દિલ્લીશ્વરની સેના સામે હજી તો મેવાડીઓ ટકી શક્યા નથી, કાલે પણ ટકી શકવાના નથી."

માનસિંહ: "એમાં તો કંઇ સન્દેહ નથી, પરન્તુ આજ્ઞા હોય તો હું જણાવીશ કે ખરૂં યુદ્ધ તો કાલે જ થશે. આજ સુધી આપણે જે યુદ્ધ કર્યાં છે, તે કાલે થનાર યુદ્ધની તુલનામાં માત્ર બાળકોની રમત જેવાં હતાં."

સલીમ: "તૈમુરલંગના વંશજોને ખરાં યુદ્ધ જ રણ-ક્ષેત્ર છે, પણ એ યુદ્ધ તે કેટલું ટકવાનું? મૃગ અને વાઘ વચ્ચે યુદ્ધ ટકી ટકીને તે કેટલું ટકે? પિતાની પ્રતાપી સેના આગળથી ભીરુ પ્રતાપ પલાયન કરી જશે."

માનસિંહ: "આપના પિતાની સામે ટકી શકે એવી સેના તો ભારતક્ષેત્રમાં પણ નથી. પરન્તુ પ્રતાપસિંહ એમ પલાયન કરી નહિ જાય, આ દાસ એને બરાબર ઓળખે છે—"

સલીમ: "માનસિંહ! આપ શું બોલતા હતા? કેમ અકસ્માત અટકી પડ્યા? એ પ્રતાપના સાહસની કથા તો મેં પણ સાંભળી છે, પણ એથી બીજું કંઇ કહે-વાનું છે?"

માનસિંહ: "પ્રતાપસિંહની સાથે પૂર્વે એક વાર આ દાસને મળવું થયું હતું, તેથી જ વિશેષ કરીને એને ઓળખે છે."

સલીમ: "કેવી રીતે ઓળખો છો?"

માનસિંહ: "પ્રતાપ ઘોર વિદ્રોહી છે, દિલ્લીશ્વરનો વિરુદ્ધાચારી છે, કાલે ભીષણ યુદ્ધ થશે; કેવળ એ જ કથા નિવેદન કરવા દાસ આવ્યો છે."

સલીમ: "એ કથા તો હું પણ જાણું છું. આપને શું બીજું કંઇ કહેવાનું નથી? માનસિંહ! દિલ્લી છોડ્યું,

ત્યારથી આપ મારા જમણા હાથ સમાન છો, આપના ઉપર સર્વ કાર્ય આધાર રાખે છે. આપની પાસે સર્વ કથા સ્પષ્ટ કરવામાં આવે છે, આપને શું મારાથી કંઇ ગુપ્ત રાખવાની ઇચ્છા છે?”

માનસિંહ: “આ દાસને પ્રભુથી કંઈ ગુપ્ત રાખવાનું ના હોય. કેવળ પ્રતાપની પાસે મારૂં એક ઋણ છે, એ વાત સાંભરી આવવાથી મારી વાચા એકદમ બન્ધ થઇ.”

સલીમ: “પ્રતાપ પણ હિન્દુ છે, આપ પણ હિન્દુ છો; ઋણ અને મૈત્રી હોવાનો સમ્ભવ છે. આપને કદી મિત્રની વિરુદ્ધ યુદ્ધ કરવાની ઇચ્છા ન હોય, તો દૂર રહેજો. સલીમ એકલો યુદ્ધ કરશે ને જોશે કે પ્રતાપના બાહુમાં કેટલું બળ છે.”

માનસિંહના નેત્રોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. ધીરે ધીરે બોલ્યો: “પ્રતાપની પાસે જે ઋણ છે, તે તેના હૃદયના લોહીથી વાળીશ. આપની પાસે ગુપ્ત રાખવાનું કંઇ જ નથી, પૂર્વની અપમાનકથા ગુપ્ત નહિ રાખું. આપના પિતાને કહી છે, આપને પણ કહીશ.

“જ્યારે સોલાપુરથી હું હિન્દુસ્થાનમાં પાછો આવતો હતો, ત્યારે મહારાણા પ્રતાપસિંહને મળવાને અભિલાષે હું મેવાડમાં આવ્યો હતો. મેવાડનો રાણો સૂર્યવંશી છે અને રાજપુતકુળોમાં અગ્રગણ્ય છે, તેથી રાજસ્થાનમાં સર્વ રાજાઓનો પૂજનીય છે. પ્રતાપસિંહ હાલ રાણો થયો છે, તેથી હું તેને મળવા આવ્યો હતો.

"મારી ભદ્ર પ્રાર્થનાનો પ્રતાપસિંહે જે અભદ્ર ઉત્તર આપ્યો તે માનસિંહ આ જીવનમાં નહિ ભૂલી શકે; અથવા, અથવા કાલે રણભૂમિમાં ભૂલશે.

"પ્રતાપે કહાવી મોકલ્યું: 'તુર્કને જેણે કન્યા દીધી, તે વખતે તુર્કની સાથે ખાતો પણ હશે; રાણો એની સાથે ન ખાય.'

"એ ઉત્તર સાંભળી અન્ન ઉપરથી હું ઉઠી ગયો. અન્નદેવના માનની ખાતર કેટલાક દાણા અંગવસ્ત્રે બાંધી લીધા. તે દિવસે પ્રતિજ્ઞા લીધી કે જો એ ગર્વિત રાણાનો ગર્વ ના તોડું, તો મારૂં નામ માનસિંહ નહિ. એ અપમાનઋણ કાલે રણસંગ્રામમાં પ્રતાપના હૃદયના લોહીથી વાળીશ."

માનસિંહનું સમસ્ત શરીર ભયંકર કમ્પે કમ્પી ઉઠયું. આંખમાંથી જાણે અગ્નિ ઝરતો હોય તેમ લાલચોળ બની ગઇ. સલીમ પણ શાન્ત નહોતો, રોષથી બોલ્યો: "રે વીરપ્રવર! એ શબ્દોથી રાણાએ તમારૂં જે અપમાન કર્યું છે, તેના કરતાં અમારૂં વધારે કર્યું છે. સલીમ તેનું વૈર લેવાને સમર્થ છે. આપણું બન્નેનું એક જ પ્રકારનું અપમાન છે, એક જ પ્રકારનું વૈર છે. આપણે બન્ને એકઠા થઇને એ અપમાનનું વૈર કાલે લેઇશું, આજે અશાન્ત મા બનો."

સલીમની આ પ્રતિજ્ઞાથી માનસિંહના હૃદયની જવાળા કંઇક શાન્ત થઈ. નેત્રમાંથી એક આંસુબિન્દુ ઝરી પડ્યું.

વિનાશબ્દે સલીમને આલિંગન આપી તમ્બુમાંથી નિકળી ચાલ્યો.

એ રાત્રે યુવરાજના તમ્બુમાંથી ગીત, વાદ્ય કે આનન્દનો ધ્વનિ પછી ના નિકળ્યો. પ્રભાત થયો ન થયો એટલામાં તો અન્ય પ્રકારના વાદ્યનો શબ્દ સમ્ભળાયો, અન્ય પ્રકારના શબ્દથી આકાશ અને ધરતી કમ્પી ઉઠયાં.

---

૭

## હલદીઘાટનું યુદ્ધ

स घोषः * * * * *
नभश्च पृथिवीश्चैव तुमुलो ह्यनुनादयन् ॥

— भगवद्गीता —

**તુમુલ** સંગ્રામ આરમ્ભાયો છે. એક બાજુએ અસહ્ય અપમાનનું વૈર લેવાની વાંચ્છા છે, બીજી બાજુએ સિસોદિયાકુળની ચિરસ્વાધીનતાના રક્ષણની સ્થિરપ્રતિજ્ઞા છે. એક બાજુએ મોગલ અને અમ્બરની અસંખ્ય સુશિક્ષિત સેના છે, બીજી બાજુએ મેવાડનું અતુલ અને અપરિસીમ વીરત્વ છે.

હલદીઘાટની ખીણમાં અને બન્ને બાજુના પર્વત ઉપર બાવીશ હજાર રાજપુતો સજ્જ થઇ રહ્યા છે. યોદ્ધાઓ

પોતપોતાના કુળાધિપતિની ચારે બાજુ વીંટાઇ અપૂર્વ સંગ્રામ મચાવી રહ્યા છે. કયારેક દૂરથી તીર કે ભાલા ફેંકે છે, કયારેક કુળાધિપતિની ઇશારત માત્રથી વર્ષાકાળનાં વાદળાંની પેઠે દુર્દમનીય તેજે શત્રુસેના ઉપર તુટી પડી તેને છિન્નભિન્ન કરી નાખે છે.

પર્વતશિખર ઉપર અસભ્ય વનવાસી જાતિઓ હાથમાં ધનુર્બાણ લેઇ ઉભી રહી છે, વર્ષાઋતુની વૃષ્ટિની પેઠે તીર ફેંકે છે અથવા લાગ મળ્યે પ્રચણ્ડ શિલાઓ શત્રુસેના ઉપર ગબડાવી મેલે છે.

આજ તુમુલ ઉત્સવનો દિવસ છે, તે ઉત્સવથી આજે કોઇ વિમુખ નથી. ચૌહાણ અને રાઠોડ, ઝાલા જગાવત અને ચન્દાવત, સર્વે કુળના યોદ્ધાઓ શત્રુઓ ઉપર તુટી પડયા. એક દળ મરાયું કે બીજાએ તેનું સ્થાન લીધું જ છે. અસંખ્ય સૈનિકોનાં શબ ઉપર થઇને અસંખ્ય સૈનિકો આગળ ધસે છે.

પરન્તુ દિલ્હીના અસંખ્ય સૈન્ય સામે આટલું વીરત્વ શું કરી શકે? દિલ્હીની પ્રચણ્ડ તોપોના ગોળા મૃત્યુમન્ત્ર લેઇ નિકળતા અને અસંખ્ય રાજપુતોનો સંહાર કરતા.

એ ઘોર ઉત્સવમાં પ્રતાપસિંહ પાછળ પડી રહ્યો નહોતો. યુદ્ધના આરમ્ભમાંજ અમ્બરપતિ માનસિંહની તરફ તે દોડયો, પણ દિલ્હીની અસંખ્ય સેનાને ભેદી ત્યાં જવું અશકય થઇ પડયું.

ત્યાર પછી સલીમ હાથી ઉપર બેશી જ્યાં યુદ્ધ કરતો હતો તે દિશામાં પ્રતાપે પોતાનો ઘોડો દોડાવ્યો. હવે ભીષણ નાદ કરી રાજપુતસેના મોગલ સેનાને ભેદી આગળ ચાલી; મોગલ સેના સજ્જ હતી, પણ વર્ષાકાળના જળ-તરંગો જેમ પર્વતોને ભેદી આગળ ચાલે તેમ પ્રતાપસિંહ અને તેની સેના મોગલોને ભેદી આગળ ચાલી; ભાલા ને તલવારના ઘા કરતી, મોગલ સેનાને છિન્નભિન્ન કરતી આગળ ચાલી. સલીમ અને પ્રતાપસિંહ સામસામે આવી ગયા.

બંને પક્ષના પ્રસિદ્ધ યોદ્ધાઓ પોતપોતાના પ્રભુઓનું રક્ષણ કરવા ધાયા. તુરત જ જે તુમુલ હત્યાકાણ્ડ, જે ગગન-ભેદી જયનાદ અને આર્ત્તનાદ થવા લાગ્યો તેનું વર્ણન માત્ર લેખણથી થઇ શકે એમ નથી. રાજપુતો અને મોગ-લોમાં ભેદ રહી શકયો નહિ. બન્ને પક્ષની પતાકાઓની ચારે બાજુએ શબના ઢગલા થઇ પડ્યા.

પ્રતાપની તલવારના સફળ પ્રહારથી સલીમના રક્ષકો ભોંયે સુતા. હવે પ્રતાપે સલીમ ઉપર તાકીને પોતાનો લાંબો ભાલો ફેંકયો. હાથીના હોદ્દાના લોઢામાં તે ભાલો વાગ્યો ના હોત તો આજે સલીમ જીવતો નહોતો. રોષે ગર્જના કરી પ્રતાપે પોતાનો અશ્વ સલીમ તરફ દોડાવ્યો. અશ્વવર ચૈતક પણ પ્રતાપને શોભા આપે એવી ફલંગ મારી સલીમ-ના હાથીને માથે જઈ ચોંટ્યો. પ્રતાપના પ્રહારથી મહા-વત પડ્યો. ચતુર હાથી પ્રભુની વિપત્તિ જાણી સલીમને લેઇ પલાયન કરી ગયો. તુમુલ શબ્દે દુર્દમનીય પ્રતાપસિંહ

સેના સાથે દિલ્લીના સમર્થ પણ વિલાસી શાહજાદાની પુઠે ધાયો, મોગલસેનાને ભેદી વચ્ચે પડ્યો. પ્રતાપસિંહનું એ અસાધારણ વીરત્વ દેખી હિન્દુઓને અર્જુન સાંભરી આવ્યો, મુસલમાનો ક્ષણભર આને પ્રમાદ માનવા લાગ્યા.

મુસલમાનો વિપત્તિ દેખી ઘેલા બન્યા. મુસલમાન યોદ્ધાઓ ભીરુ નહોતા. પાંચસો વર્ષથી ભારત ઉપર રાજ્ય કરે છે, આજે હિંદુઓથી થતું અપમાન સહન કરી શકે? 'અલ્લા હો અકબર' શબ્દે ધરણી ધમધમાવી મુકી, પ્રતાપને ઘેરી લીધો. રાજપુતો પણ પલાયનને ઓળખતા નથી, પ્રભુની ચારે બાજુએ વીંટાઇ વળ્યા ને યુદ્ધમાં પડવા લાગ્યા. શરીર ઉપર સાત ઘા થયા છે, પણ પ્રતાપ ગાંઠતો નથી; હજી પણ આગળ જ ધસે છે.

મહારાણાની વિપત્તિ જોઇને પાછળથી કેટલાક રાજપુત યોદ્ધાઓએ હુંકારો કર્યો ને સિસોદિયાની રણપતાકા લેઇ ધસ્યા; પતાકાને દેખી સેના પણ ધસી. પ્રતાપ જે સ્થાને યુદ્ધ કરતો હતો, ત્યાં જઇ સૌ ખડા થયા. પ્રભુનું નિશ્ચય મૃત્યુ થશે જાણી ત્યાંથી તેને ખસેડી આણ્યો. એ પ્રયત્નમાં સેંકડો રાજપુતોને જીવ આપવા પડ્યા.

ફરી પ્રતાપસિંહ યુદ્ધમદથી ભાન ભૂલી મોગલોમાં પડ્યો. ફરી તેનું રાજછત્ર શત્રુથી ઘેરાએલું જોઇને રાજપુતો તેની પાછળ ધાયા ને રણોન્મત્ત વીરનું નિશ્ચય મૃત્યુ થશે જાણી તેને બળપૂર્વક રણમાંથી ખેંચી લાવ્યા.

પરન્તુ પ્રતાપસિંહ આજે ઉન્મત્ત બની ગયો છે. જ્ઞાનશૂન્ય થઇ ત્રીજીવાર મોગલો ઉપર ઉતરી પડ્યા. આ વખતે મોગલો પણ ગાંડા થઇ ગયા. રોષે હુંકારો કરી અસંખ્ય સેનાએ આવી પ્રતાપને ઘેરી લીધો, એને નિકળવાનો માર્ગ રૂંધી નાખ્યો. આજ મોગલો એ કાફર વીરને હણશે, દિલ્હીશ્વરના હૃદયનો કાંટો ખેંચી કાઢશે, માનસિંહના અપમાનનું વૈર લેશે!

રાજપુતો મહારાણાનું સંકટ જોઇને તેના ઉદ્ધાર માટે વારંવાર પ્રયત્ન કરવા લાગ્યા, પણ મોગલસેના અસંખ્ય છે રાજપુતોના મુખ્ય મુખ્ય વીરો તો રણમાં સુતા છે, રાજપુતો હીનબળ થયા છે, હવે પ્રભુનો ઉદ્ધાર થવો અશક્ય છે.

વારંવાર રાજપુતો પ્રભુના ઉદ્ધારને માટે પ્રયત્ન કરવા લાગ્યા, અસંખ્ય શત્રુઓને ધૂળ ચાટતા કર્યા ને પોતે પણ ધૂળ ચાટતા થયા. તોપણ મોગલોને ભેદી શક્યા નહિ, આજે પ્રભુનો ઉદ્ધાર થવો અશક્ય છે.

દૂરથી દેલવાડાપતિએ આ સ્થિતિ જોઇ. પળમાત્ર ઇષ્ટદેવતાનું સ્મરણ કરી લીધું; પછી પોતાના ઝાલાવંશી યોદ્ધાઓને લેઇ મોગલો ઉપર ધસ્યો. મેવાડના સુવર્ણસૂર્ય વાળું છત્ર એક સૈનિકના હાથમાંથી લેઇ લીધું અને એ રાજછત્ર લેઇ મહાકોલાહલે શત્રુઓ ઉપર તુટી પડ્યો.

એ તેજ મોગલોથી સહન ના થઇ શક્યું. વીર દેલવાડાપતિએ શત્રુરેખાને ભેદી નાખી. જ્યાં પ્રતાપ ઉન્મત્ત

રણકુંજરની પેઠે યુદ્ધ કરતો હતો ત્યાં ઝાલાઓ ઉલ્લાસ-શબ્દે જઇ પહોંચ્યા. બળપૂર્વક પ્રભુની રક્ષા કરતાં કરતાં તેને શત્રુરેખામાંથી ખેંચી આણ્યો અને એ પરાક્રમમાં દેલવાડાએ પોતાનો પ્રાણ આપ્યો!

પડતા દેહની સામે જોઇ મહાનુભવ પ્રતાપ બોલ્યો: "દેલવાડા! આજ તમે તમારો જીવ આપી મારો જીવ બચાવ્યો છે!" દેલવાડાએ ક્ષીણસ્વરે ઉત્તર આપ્યો: "ઝાલા સ્વામીધર્મ જાણે છે, સંકટ સમયે મહારાણાનું પડખું છોડે ના."

પ્રતાપસિંહને સાંભરી આવ્યું કે ફાગણ માસની અંત-તિથિએ રાત્રે દેલવાડાપતિ એજ શબ્દ બોલ્યો હતો. દેલવાડાપતિનો જીવનશૂન્ય દેહ ભૂતળ પડ્યો.

બાવીશ હજાર યોદ્ધાઓમાંથી ચૌદ હજાર યોદ્ધાઓ તે દિવસે સમરક્ષેત્રમાં સુતા. બાકીના આઠ હજાર શું કરે? રણક્ષેત્ર ત્યજી ચાલવા લાગ્યા. સૌની છેવટે પ્રતાપ-સિંહ પણ ખિન્ન હૃદયે રણક્ષેત્ર ત્યજી ચાલ્યો. મોગલો વિજય પામ્યા. પણ એ વિજય કદિ ભૂલાય નહિ એટલો મોંઘો હતો. બહુ વર્ષો પછી પણ દિલ્લીમાં, દક્ષિણમાં, બંગાળમાં વૃદ્ધ મોગલયોદ્ધાઓ યુવક સૈનિકોની પાસે હલદીઘાટના યુદ્ધની અને પ્રતાપસિંહના પરાક્રમની વિસ્મયકર વાતો રાત્રે કહી સંભળાવતા.

---

# બે ભાઈઓ

दिनकरकुलचन्द्र चन्द्रकेतो सरभसमेहि परिष्वजस्व।
तु हि निशकलशीतलैस्तवाङ्गैः शममुपयातु ममापि चित्तदाहः
— उत्तररामचरितम् —

**યુદ્ધક્ષેત્રમાંથી** રાણો પ્રતાપ પલાયન કરી ગયો, તો-પણ તેના સંકટનો અન્ત આવ્યો નહોતો. બે મોગલો—એક ખોરાસાની અને એક મુલતાની—તેની પાછળ પડ્યા હતા. પ્રતાપનો તેજસ્વી ઘોડો ચૈતક ફલંગ મારી એક પર્વતનદી ઓળંગી ગયો, મોગલોને એ નદી ઓળંગતાં વાર થઈ. પરન્તુ ચૈતક પણ ઘવાયો હતો, પ્રતાપ પણ ઘવાયો હતો. પાછળ પડેલા પાસે આવ્યા છે, તેમના ઘોડાનાં પગલાં પર્વતોમાં શબ્દ કરે છે, પ્રતાપ સાંભળી શકે છે; હવે રક્ષણ થવાનું નથી. પણ વીરની પેઠે પ્રાણ છોડવાની પ્રતાપે પ્રતિજ્ઞા કરી.

એકદમ પાછળથી સ્વર સંભળાયો! "ઓ કાળા ઘોડાના અશ્વાર!" પ્રતાપે પાછું જોયું; માત્ર એક જ ઘોડેશ્વાર હતો. એ અશ્વાર તેનો વિષમ શત્રુ ને સગો ભાઈ શક્ત હતો.

રોષે પ્રતાપસિંહ બોલ્યો: "સંગ્રામસિંહનો પૌત્ર થઈ મોગલોનો દાસ બન્યો છે, એ કલંક શું પુરતું નથી, તે ભાઈનો વધ કરવાને પાછળ પડ્યો છે? કુલકલંક! આવ,

પ્રતાપસિંહ આજે રાણા સંગ્રામસિંહનો વંશ નિષ્કલંક કરશે." શક્ત પ્રતાપના શબ્દોથી ડર્યો ના, રોષે પણ ભરાયો ના; ધીરે ધીરે પ્રતાપની પાસે આવી બોલ્યો: "ભાઇ, એક દિન તમારો નાશ કરવા ઇચ્છા હતી, પણ આજે એ ઇચ્છા નાશ પામી છે. આજ તમારૂં વીરત્વ જોઇને મોહ પામ્યો છું, પૂર્વદોષ ક્ષમા કરો. ભાઇને આલિંગન દો."

શક્તની આંખોમાં આંસુ આવ્યાં, પ્રતાપસિંહે તે જોયાં. બહુ દિવસનો વૈરભાવ ગળી ગયો. ભ્રાતૃસ્નેહે બે હૃદય મળ્યાં, બન્નેએ સ્નેહપૂર્વક આલિંગન કર્યું.

પ્રતાપનું મહત્ત્વ અને વીરત્વ દેખી આજે શક્તનો વૈરભાવ દૂર થયો છે, બહુ વર્ષનો ભ્રાતૃવિરોધ દૂર થયો છે. ભાઇની પાસે ભાઇએ ક્ષમા માગી, પ્રતાપ એ સ્નેહદાન ન કરે એવો નહોતો. પ્રતાપ પૂર્વદોષ ભૂલી ગયો, અશ્રુ-જળપૂર્ણ નયને હૃદયના ભાઇને હૃદયમાં લેઇ લીધો.

પેલા બે મોગલો પ્રતાપની પાછળ પડ્યા હતા તે ક્યાં ગયા? દૂરથી તેમને શક્તે જોયા હતા. ભાઇનો પ્રાણ હણાશે એમ જાણી શક્તે ભાલા વડે તેમના પ્રાણ લીધા હતા. સંધ્યાની છાયા એ નિર્જન ખીણ પર ઢળવા લાગી, પર્વત પર ચઢવા લાગી ને જગતને ઢાંકવા લાગી. એ નિર્જન નિઃશબ્દ ખીણમાં બે ભાઇઓ અનેક દિવસનો નાશ પામેલો ભ્રાતૃસ્નેહ પામ્યા. સ્નેહ હૃદયમાં લીન થાય છે,

બાકી એકેવારે છેક નાશ નથી પામતો. એ લીન સ્નેહધારા આજ છુટી ને બન્ને વીરોનાં હૃદયને ડુબાડી દેવા લાગી. અનેક ક્ષણ પછી પ્રતાપસિંહ બોલ્યો: "ભાઇ શક્ત! આજ પ્રતાપના પરાજયનો દિન ના હોય, વિજયનો દિન છે. લુંટાએલું ધન આજ પાછું મળ્યું છે, યુદ્ધનો પરાજય તેના આગળ કેવો તુચ્છ છે! ભાઇ, આપણે પૂર્વનો દ્વેષ ભૂલી જઇશું, આપણે સદાકાળ આવા સ્નેહમાં રહીશું; ભાઈએ ભાઇ મળી સ્વદેશનું રક્ષણ કરીશું, વિદેશી શત્રુઓનો ભય ગણીશું નહિ, દિલ્લીશ્વર કે માનસિંહનો ભય લેખીશું નહિ."

---

૯

## નાહારા મગ્રો

अन्तर्धैर्यभरेण वृद्धवचनात् संपीड्य पिण्डीकृतो ।
यन्मर्माश्रितशल्यवत् परिदहन् मन्युश्चिरं यः स्थितः ॥
स्फुरत्यैव स एष सम्प्रति मम न्यक्कारभिन्नस्थितः ।
कल्पापायमरुत्प्रकीर्णपयसः सिन्धोरिवौर्वानलः ॥

**જે દિવસે** રાત્રીએ તેજસિંહે દુર્જયસિંહને જીવનદાન આપી પોતાની ગુફામાં આશ્રયસ્થાન આપ્યું હતું તે દિવસનું પાછું સ્મરણ કરીએ.

અર્ધી રાત્રે દુર્જયસિંહની પાસેથી વિદાય થઈ તેજસિંહ ગુફા ભણી ના ગયો. અંધારી રાત્રે તારાને પ્રકાશે, નિસ્તબ્ધ વનમાં પર્વતમાર્ગે એકલો ચાલ્યો.

જતાં જતાં વખતે ગમ્ભીર વનમાં આવી પડતો. એક તો રાત્રી અંધારી તેમાં વળી ઝાડી ગાઢી; આથી અન્ધકારમાં તે પોતાનો હાથ પણ જોઇ શકતો નહોતો. પરન્તુ તે પર્વતપ્રદેશમાં કોઈ ગુફા, કોઇ ખીણ, કોઇ સ્થાન તેજસિંહને અજાણ્યું ન હતું. આજ આઠ વર્ષથી ગૃહચ્યુત થઇ ભીલો સાથે પર્વતમાં રખડે છે, ગુફામાં સુએ છે, વનમાં સન્તાઇ રહે છે. એ પ્રકાશશૂન્ય, શબ્દશૂન્ય રાત્રિવનમાં એકલો ચાલ્યો જાય છે.

વનમાંથી નિકળતાં સામે ઉંચા પર્વતો દેખાય છે. પર્વતમાર્ગ અતિશય કઠણ છે, પણ પર્વતનાં વરાહ કે વાઘ પણ તેજસિંહના જેવી ચપળતાથી ચઢી શકતાં નથી. તેજસિંહના જમણા હાથમાં પેલો લાંબો ભાલો છે. એ ભાલાધારીના પ્રચણ્ડ અવયવો જોઇને વનપશુઓ પણ ધીરે ધીરે માર્ગમાંથી સરી જાય છે.

એક પહોર સુધી એમ રખડીને તેજસિંહ અન્તે એક પહાડની તળેટીમાં જઇ પહોંચ્યો. ત્યાં ક્ષણવાર ઉભો રહ્યો. લલાટ પર આવી પડેલા લાંબા વાળને પાછળ સંકેલી લીધા. સ્થિરનયને પળેકવાર આકાશ ભણી જોઇ રહ્યો. કોઇને ઉદ્દેશીને ધીરે ધીરે પ્રણામ કર્યા. પછી ફરી નિઃશબ્દે એકલો પર્વત ચડવા લાગ્યો.

એક કલાક વીતતા પહેલાં તો તે પર્વતશિખરે જઇ પહોંચ્યો. શિખર પાસે એક ગુફા હતી. એ ગુફાના મ્હોં આગળ જઇ તેજસિંહ ફરી એક વાર ઉભો. સ્થિરનયને અન્તરિક્ષનાં નક્ષત્રો તરફ જરા જોઇ લીધું, પછી નીચે પ્રકાશશૂન્ય શબ્દશૂન્ય સુતેલા જગત તરફ જોઇ લીધું. તેના મનમાં કેવી ગમ્ભીર ચિન્તા જન્મી હતી તે કોણ કહી શકે? થોડી ક્ષણમાં એ ચિન્તાને સંકેલી લેઈ નિઃશબ્દે એ ગુફામાં પ્રવેશ કર્યો.

ગુફાના દરવાજા બન્ધ હતા. તેજસિંહે જોરથી દરવાજો ઠોકયો. પરાક્રમી બાહુબળથી દરવાજો ગાજી ઉઠ્યો. પણ અન્દરથી કોઈએ ઉત્તર વાળ્યો ના.

ફરી દરવાજો ઠોકયો, તેના પડઘાથી વન ને પર્વત ગાજી ઉઠ્યાં, અન્દરથી કંઇ ઉત્તર આવ્યો નહિ. ફરી શાન્તિ ફરી વળી.

એ નિસ્તબ્ધ રજનીમાં એ ભયંકર પર્વતગુફામાં એકલો ઉભો રહી તેજસિંહે નિર્ભયતાથી ત્રીજી વાર દરવાજો ઠોકયો. એ બાહુબળથી આ વાર તો દરવાજો ને ખુદ ગુફા પણ કમ્પી ઉઠી.

આ વખતે અન્દરથી એક ગમ્ભીર શબ્દ ઉઠ્યો: “રાતને પહોર [1]નાહારા મગ્રોમાં કોણ આવ્યું છે?”

---

[1] નાહારા મગ્રો એટલે વ્યાઘ્રપર્વત.

યુવકે ઉત્તર આપ્યો: "તિલકસિંહનો પુત્ર ગુફાવાસી તેજસિંહ." દ્વાર ઉઘડયાં.

અન્ધારી ગુફામાં પેશી તેજસિંહ ક્ષણેક વાર સ્તબ્ધ ઉભો રહ્યો. ગુફાની અન્દર પ્રકાશ નથી, શબ્દ નથી; કેવળ પર્વતગર્ભમાંની નદીના જલપ્રપાતનો ગમ્ભીર શબ્દ સમ્ભળાય છે. તેજસિંહ એ અન્ધારામાં ઉભો ઉભો એ અનન્ત શબ્દ સાંભળવા લાગ્યો.

કેટલીક વાર પછી ગુફાની અન્દર એક દીવો દેખાયો. ધીમે ધીમે દીવો પાસે આવ્યો. દીર્ઘ કાયા વાળી, સફેદ વાળ વાળી ચારણીમાતા તેજસિંહની પાસે આવી ઉભી અને આંગળીની ઇશારતથી તેજસિંહને એક વ્યાઘ્રચર્મ ઉપર બેસવાની આજ્ઞા કરી. તેજસિંહ બેઠો ને એ જીર્ણ-શીર્ણ દીર્ઘ અવયવની તરફ વિસ્મયથી જોઈ રહ્યો.

ચારણીદેવીનું વય એંશી કરતાં પણ વધારે વર્ષોનું લાગે છે. શરીર જીર્ણ દીર્ઘ તથાપિ તેજ:પૂર્ણ છે, મસ્તકના સમસ્ત કેશ ધોળા થઇ ગયા છે, લલાટમાં ચિન્તાની રેખાઓ પડેલી છે, બે આંખો સ્થિર અને દૃષ્ટિહીન છે. સમયેસમયે એ સ્થિરનેત્રોથી ઉંચું જોતી ને સમસ્ત શરીર-ને સ્તબ્ધ કરી દેતી, ત્યારે એમ લાગતું કે આ ચારણી-દેવી આ જગતમાં રહેતી નથી, જાણે આ જગત તેના ગનને અન્ધકારમય હોવા છતાં એ દૃષ્ટિહીન નેત્રો ભાવિ જગતની પાર નિકળી જાય છે, ક્ષુદ્ર માનવજાતિ સમ્બન્ધેના

વિધિના લેખ વાંચે છે! આશ્ચર્યથી તેજસિંહ એ દીર્ઘકાયા ચારણીમાતાની સામે જોઇ રહ્યો.

થોડી વાર પછી ચારણીદેવી આજ્ઞા કરી બોલી: "રાઠોડ-પ્રવર, તિલકસિંહનું નામ મેવાડમાં અજાણ્યું નથી. તેનો પુત્ર શી વાસનાથી ચારણી પાસે આવ્યો છે?"

તેજસિંહ: "તિલકસિંહનું નામ ચિરસ્મરણીય છે, કારણ કે તેણે ચિતોડના રક્ષણ માટે પોતાનો પ્રાણ આપ્યો છે. પણ આજ તો નામમાત્ર જ શેષ રહ્યું છે. તેના સૂર્ય-મહેલમાં ચન્દાવતકુળનો દુર્જયસિંહ વાસ કરે છે, તિલક-સિંહની વિધવાની હત્યા થઇ છે, તિલકસિંહના પુત્રને ભીલો પાળે છે ને તે ગુફામાં વાસ કરે છે."

ચારણી: "ચંદાવતો અને રાઠોડો બહુ કાળથી વૈરી છે, અને એ ચારણીથી અજાણ્યું નથી. સૂર્યમહેલ પ્રથમ ચન્દાવતોનો હતો. બાળક! તારા પૂર્વજોએ મારવાડમાંથી આવી એ ગઢ લેઇ લીધો હતો. એ દિવસથી એ બે કુળોમાં જે વિરોધ ચાલે છે, તે વિરોધ, જ્યાં સુધી રાજસ્થાનમાં વીરત્વ રહેશે, ત્યાં સુધી નિર્વાણ પામવાનો નથી. ચન્દાવતો નિર્બળ હાથે તલવાર પકડતા નથી, તેઓ એમ સહજમાં એ કિલ્લો છોડશે નહિ."

તેજસિંહ: "દેવિ! રાઠોડો પણ નિર્બળ હાથે તલવાર નથી પકડતા. અનુમતિ આપો ને આ બાળક ચન્દાવત દુર્જયસિંહની સાથે યુદ્ધ કરશે. જો હું પરાજય પામીશ

તો ફરી સૂર્યમહેલની સામે જોઇશ પણ નહિ; પાછો મારવાડમાં ચાલ્યો જઇશ, અગર ભીલોમાં દહાડા કાઢીશ.”

ચારણી: “મેવાડ એ સિસોદિયાવંશનું આદિસ્થાન છે. ચન્દાવતકુળ સિસોદિયા વંશની શાખા છે, મેવાડ એ કુળનું આદિસ્થાન છે. તિલકસિંહના બાળ! તું રાઠોડ છે, મારવાડ તારૂં આદિસ્થાન છે. કયે અધિકારે તું આજ ચન્દાવતોનું લોહી પાડવા તૈયાર થયો છે? કયે અધિકારે ચન્દાવતનો કિલ્લો લેવાની વાંચ્છા રાખે છે?”

તેજસિંહ: “જે અધિકારે ભીલોને દૂર કરી રાઠોડો મારવાડમાં વાસ કરે છે, તે અધિકારે; જે અધિકારે સિસોદિયાઓ મેવાડમાં વાસ કરે છે તે અધિકારે; રાઠોડોએ સૂર્યમહેલ લીધો હતો. તિલકસિંહના પૂર્વજોએ હાથમાં તલવાર લેઇ મેવાડમાં પોતાને માટે સ્થાન કર્યું છે, પછી તેમનાં સન્તાનોએ મેવાડના રક્ષણમાં પોતાના પ્રાણ આપીને પોતાનો એ અધિકાર સ્થિર કર્યો છે. આજે મેવાડભૂમિમાં રાઠોડો કરતાં ચન્દાવતોનો કયો અધિકાર વધારે છે? અકબરે ચિતોડનો નાશ કર્યો ત્યારે રાઠોડ જયમલ્લ અને પિતા તિલકસિંહ જેવું કયા વીરે વીર્ય દેખાડયું છે? તેમણે એ રણમાં પ્રાણ આપ્યા છે. તેમના લોહીથી મેવાડમાં રાઠોડનો અધિકાર સ્થિર થઈ ચુકયો છે. રાઠોડો બીજી જાતનો અધિકાર જાણે ના, રાજસ્થાનમાં બીજી રીતે અધિકાર સાબિત થતો નથી.”

ગુફા તેજસિંહને ઉન્નત નાદે હજી પણ કમ્પે છે, એવે સમયે પહેલાંને જેવે ધીરગમ્ભીર સ્વરે ચારણીદેવી બોલી: "બાળક! ભીલોમાં રહ્યા છતાં ક્ષત્રિયધર્મ તારાથી અજાણ્યો નથી. વાસ્તવિક છે કે વીરોનું અને નદીઓનું આદિ-સ્થાન અને ઉત્પત્તિ કોઇ શોધી શકે નહિ. વીર્ય જ વીરોનું ભૂષણ છે ને વીર્ય જ તેમનો અધિકાર છે. એ જ અધિકારે ચન્દાવતો પાછા સૂર્યમહેલમાં પેઠા, તો તેમાં તિલકસિંહના પુત્રને કષ્ટ શેનું થાય છે?"

તેજસિંહ: "જો દુર્જયસિંહે વીર્યબળથી સૂર્યમહેલ લીધો હોત, તો તે પરમ શત્રુ છતાં તેજસિંહ તેને ક્ષમા આપત. પરન્તુ એ નરાધમ રાજધર્મ નથી જાણતો, પિતાના મૃત્યુ પછી અનાથ વિધવા પાસેથી એણે એ ગઢ લેઇ લીધો છે, માતાની સાથે પણ યુદ્ધ કરવાને અશક્ત એ બાયલો રાત્રે ચોરની પેઠે કિલ્લામાં પેઠો. એ ચોરે માતાની હત્યા કરી. એ ભીષણ પાતકની કદી શાન્તિ હોય તો, દેવી, અનુમતિ આપો. તેજસિંહ એ નરાધમને શાન્તિ આપે."

ચારણી: "તિલકસિંહના બાળ! તારા રોષનું કારણ મારાથી અજાણ્યું ના હોય, રાઠોડનું વીરત્વ પણ મારાથી અજાણ્યું ના હોય; પણ બેટા, તું બાળક છે, એટલા માટે તારી જરા પરીક્ષા કરી લીધી. હવે જાણ્યું કે તું તિલકસિંહને યોગ્ય જ છે, રાઠોડકુળને યોગ્ય જ છે. તારા

વાક્યથી મને રોષ થતો નથી. તારા પિતાને ઓળખતી હતી, તેના પુત્રને આજે ઓળખ્યો; તેના જેવો જ તેને જોઇને પરમ સન્તોષ થાય છે. હવે તારે શી પ્રાર્થના છે તે કહે. તિલકસિંહના પુત્રને કશુંય ના આપવા જેવું ના હોય."

તેજસિંહ: "દેવિ! ભૂત, ભવિષ્ય ને વર્ત્તમાન કશું આપનાથી છુપું નથી. વિધિના લેખ નિશ્ચય અવિચળ છે, માનવીથી માત્ર ગુપ્ત છે, પણ દેવીની દૂરદૃષ્ટિથી કશું ગુપ્ત નથી. એક દિન બાળક સંગ્રામસિંહ આ નાહરા મગ્રોમાં આવી પોતાના લલાટના લેખ વાંચી ગયો હતો, આજે તિલકસિંહનો પુત્ર--દુર્ગચ્યુત, ભીલપાલિત, અનાથ -તેજસિંહ એ જ નાહરા મગ્રોમાં પોતાના લલાટના લેખ વાંચવા આવ્યો છે. માતાની હત્યાનું અને કુળને આપેલા અપમાનનું વૈર વાળવાને કેટલા દિવસ બાકી છે, તે જાણવાને દેવીને ચરણે આવ્યો છું. આજ્ઞા હોય તો એ કથા જાણી શકું ને આ તપેલા હૃદયને શાન્ત કરી શકું."

ચારણી: "તિલકસિંહના બાળ! ભાવિનો પડદો ઉપાડવાની આકાઙ્ક્ષા મા કર, એ દુરાશાનો ત્યાગ કર. નશ્વર માનવજીવન ક્લેશભર્યું છે, ચિન્તાભર્યું છે; તથાપિ ના વહેવાય એવું નથી. કારણ કે મીઠી જીભની આશાપુરી દેવી સાથેસાથે પોતાનો ઇન્દ્રજાળનો દીવો લેઇ સામે નાના પ્રકારના સુન્દર પદાર્થો દેખાડે છે. ક્લેશની શાન્તિ, સુખનો આવિર્ભાવ વગેરે સમસ્ત મરીચિકાનાં દર્શન કરાવી હૃદયને શાન્ત રાખે છે. તેજસિંહ! ભાવિનો પડદો

ઉપાડ મા; એથી માયાદેવી આશાપુરીનો દીવો બુઝાઇ જશે, સુન્દર મરીચિકા અદૃશ્ય થઇ જશે; જીવન આશાશૂન્ય, પ્રકાશશૂન્ય, ભોગશૂન્ય થઇ જશે. ભાવિ જાણવામાં આવે તો કયો નશ્વર એ દુઃખક્ષેત્રમાં જીવન વહન કરવાની ઇચ્છા કરશે? બાળક! શાન્ત થા, ભાવિ જાણવાની ઇચ્છા ના કર, બીજી કોઇ વાંછા હોય તો નિવેદન કર."

તેજસિંહ: "દેવી! આ નાહારા મગ્રોની ચારણીદેવીએ સંગ્રામસિંહનું ભાવિ ઉકેલી આપ્યું હતું; એ સંગ્રામસિંહે દેવીની આજ્ઞાથી અન્તે સિન્ધુ નદીથી યમુના સુધી રાજ્યનો વિસ્તાર કર્યો હતો. દેવીની આજ્ઞા થાય તો તિલકસિંહના પુત્રનો યત્ન સફળ ના થઇ શકે?"

ચારણી: "સંગ્રામસિંહનો રાજ્યવિસ્તાર એ તેના લલાટનો લેખ હતો, દેવીની આજ્ઞાનું ફળ નહોતું. દેવીની પાસેથી ભાવિ જાણીને સંગ્રામસિંહ ભાઇથી ઘવાયો ને એક નેત્ર ગયું, ઘેરથી દેશવટો લેવો પડ્યો, બહુ દિવસ સુધી ભરવાડોમાં અથડાવું પડ્યું ને અસહ્ય કષ્ટ સહન કરવું પડ્યું. બાળક! સંગ્રામસિંહની કથા મનમાં લાવીને લલાટના લેખ જાણવાનો પ્રયત્ન મા કર. તિલકસિંહના બાળકને માટે ચારણી બીજું શું કરે તે નિવેદન કર."

તેજસિંહ: "અન્યાયયુદ્ધમાં માતાનો વધ થયો છે, ચારે કિલ્લો લેઇ લીધો છે, ભીલોની દયા ઉપર આ જીવન આધાર રાખે છે, ભીલોની ભિક્ષાથી પેટ ભરવું પડે છે,

આથી જીવનમાં વધારે કલેશો હોઈ શકે છે, દેવિ? દેવિ! નિષેધ કરશો ના, વૈર વિના આ દાસને હવે કોઇ આશા નથી, કોઇ સુખ નથી; ભાવિ જાણવાથી કઇ આશા, કયું સુખ લુપ્ત થવાનું હતું? દેવિ! આપનાથી કશું અજાણ્યું નથી, તથાપિ જો અનુમતિ આપો તો એકવાર આ જીવનની કથા નિવેદન કરૂં; સમસ્ત કથા સાંભળીને આજ્ઞા કરો, ભાવિ જાણીને મારા જીવનમાં વધારે શું દુઃખ થનારૂં છે?"

ચારણી: "જીવનના ભીષણ કોલાહલથી આ ચારણી હવે દૂર ઉભી છે; એ કોલાહલની કથા સાંભળીશ, તો યે તે સ્વપ્ન જેવી લાગશે! તથાપિ તિલકસિંહનો પુત્ર જે કહેવા ઇચ્છશે, તે ચારણી સાંભળશે."

તેજસિંહ: "દેવીની અનુમતિથી ઉપકૃત થયો; સાંભળો ત્યારે."

તેજસિંહે પુર્વકથા કહેવાનો આરમ્ભ કર્યો. પૂર્વકથાના સ્મરણથી તેજસિંહનું હૃદય વલોવાઈ ગયું. રોષથી અને વિષાદથી શ્વાસ ચઢયો. તેજસિંહે કમ્પિત સ્વરે પોતાની કથા કહેવા માંડી. એ પર્વતગુફામાં શાન્ત રાત્રે એ સ્વરનો પડઘો પડવા લાગ્યો.

---

# દેવીની આજ્ઞા

ध्वंसेत हृदयं सद्य परिभूतस्य मे परैः ।
यद्यमर्शः प्रतिकारं भुजालम्बं न लम्भयेत् ॥

— किरातार्जुनीयम् —

"દેવિ! સદા મારી સ્થિતિ આવી નહોતી. તેજસિંહના બધા દિવસો આવા ના હોય! રાતદિવસ વૈર લેવાની ઇચ્છા નહોતી, યશની ને વિજયની આકાઙ્ક્ષા હતી. ભીલોમાં ભિક્ષા ખાનારો નહોતો, રાજપુતોમાં રાજપુત હતો.

"રાઠોડકુળના તિલકસિંહનું નામ કોણે નથી સાંભળ્યું? સૂર્યમહેલનું ગૌરવ કોણે નથી સાંભળ્યું? રાઠોડકુળેશ્વર જયમલ્લ પોતે તિલકસિંહને જમણી બાજુએ સ્થાન આપતો. સૂર્યમહેલમાં જાતે આવીને તેણે તિલકસિંહના વીરત્વને માટે ધન્યવાદ આપ્યો હતો. દેવિ! હું ત્યારે તિલકસિંહનો પુત્ર હતો, સૂર્યમહેલનો યુવરાજ હતો!

"ચંદાવતકુળના દુર્જયસિંહના પૂર્વજો સાથે રાઠોડ તિલકસિંહના પૂર્વજોને બહુ લાંબા કાળનું વૈર હતું. એ વૈર વંશાનુક્રમથી ચાલતું આવે છે. ચંદ્રસૂર્ય હશે ત્યાં સુધી એ વૈર, એ ક્રોધાગ્નિ પ્રદીપ્ત રહેશે. દેશનિકાલ થએલા આ શરીરમાં વંશાનુગત રોષ રાત્રિદિવસ સળગ્યા કરે છે. દુર્જયસિંહના હૃદયના લોહીથી જ એ અગ્નિ બુઝાશે.

"રાઠોડનું મૂળ સ્થાન મારવાડ છે. એ સ્થાનેથી તિલકસિંહના પૂર્વજોએ આવી ચન્દાવતોના હાથમાંથી તલવારને બળે સૂર્યમહેલ કાઢી લીધો હતો. ત્યાર પછી રાઠોડના વંશજો ત્યાંજ વાસ કરે છે. આ બધું દેવીથી અજાણ્યું નથી. રાઠોડકુળ ફરી તલવારબળે એ કિલ્લો લેશે ને ચન્દાવતોને દૂર ભગાડશે.

"પિતા જ્યાં સુધી જીવતા હતા ત્યાં સુધી દુર્જયસિંહની સાથે વારંવાર મહાયુદ્ધો થતાં હતાં; પણ સિંહની બોડમાં શિયાળવું તે ક્યારે પેશી શક્યું છે? જેટલી વાર એ પામરે સૂર્યમહેલ લેવા તરફડીઆં મારેલાં તેટલી વાર પિતાએ તેને ખંખેરી કાઢેલો.

"તિલકસિંહ રાઠોડપતિ જયમલ્લની સાથે ચિતોડના રક્ષણ માટે ગયા હતા. આજ આઠ વર્ષ થયાં એ વાતને. ચિતોડનું રક્ષણ તો ના થયું; પણ દેવિ, જયમલ્લ અને તિલકસિહંનું વીરત્વ અકબરશાહને માલમ પડી ગયું. સાલુમ્બ્રાપતિના મૃત્યુ પછી કેવી રીતે એમણે ચિતોડના દરવાજાનું રક્ષણ કર્યું હતું, દિલ્લીશ્વરની સામે યુદ્ધ કરીને કેવી રીતે પ્રાણ અર્પ્યો હતો, તેનાં ગીત ચારણલોકો હજી યે દેશેદેશ ગાય છે. એ ગીત સાંભળી મારી વિધવા માતાનું હૃદય કમ્પી ઉઠ્યું, આ બાળકનું હૃદય પણ કમ્પી ઉઠ્યું; ઉલ્લાસથી માતા બોલી: "હૃદયેશ્વર સદેહ સ્વર્ગધામમાં ગયા છે. દાસીઓ! ચિતા તૈયાર કરો; પ્રભુ

આ દાસીની વાટ જોતા હશે, કારણકે જીવતાં આ દાસી તેમની સોહાગિની હતી."

એકદમ તેજસિંહનો સ્વર રૂંધાઈ ગયો, નયનમાંથી એક આંસુ ટપક્યું ને વિશાળ છાતી ઉપર પડ્યું. ફરી બોલવા લાગ્યો: "દેવી? તેજસિંહ રોવાનું બહુ દિવસથી ભૂલી ગયો છે; આજે સ્નેહમયી માતા સાંભરી આવ્યાથી રોવું ખાળી શક્યો નહે. જ્યારે ચિતા પર ચઢવાનો સંકલ્પ નક્કી થયો, ત્યારે કુટુમ્બનાં સર્વેએ આવી માતાને વારી. આ બાળકનું કોણ પાલન કરશે, એમ કહી તેઓ તેને વારવા લાગ્યાં. માતા કંઇ સાંભળે ના, એણે તો સ્વામી પાછળ જવાનો સંકલ્પ નક્કી કર્યો.

"અન્તે માતા પાસે હું ગયો ને બોલ્યો: 'હજી યે મારો હાથ દુર્બળ છે; તમે જશો, તો સૂર્યમહેલનું રક્ષણ કોણ કરશે? દુર્જયસિંહને યુદ્ધ કોણ આપશે? સ્નેહમયી માતા પોતાનો સ્થિરસંકલ્પ ભૂલી બોલી: 'દાસીઓ, ચિતા ઉપર ચઢવાને હજી વાર છે. સાંભળ્યું છે કે ચિતોડના રક્ષણ માટે પત્તની માતા અને વનિતા તલવાર પકડી યુદ્ધમાં ઉતરી હતી. બીજી એક રાજપુતાણી તલવાર પકડી યુદ્ધમાં ઉતરશે ને સૂર્યમહેલનું રક્ષણ કરશે.'

"પિતાનો અસ્ત્રભંડાર જોયો, પિતા જે કટારી વાપરતા તે મળી આવી. એ દિવસથી એ કટારી માતાને કંઠમણિ સમાન થઇ પડી.

"દુર્જયસિંહે માતાની પ્રતિજ્ઞા સાંભળી. નારીરક્ષિત કિલ્લા ઉપર ચઢતાં એ ભીરુ ભયભીત બન્યો; પૈસાને બળે કિલ્લાનો દરવાજો ઉઘડાવ્યો; અને ચોરની પેઠે રાત્રિસમયે એ દુર્જયસિંહ કિલ્લામાં પેઠો.

"તોપણ યોદ્ધાઓ વિનાયુદ્ધે એને કિલ્લો સોંપે એવા નહોતા. દરવાજે, માર્ગમાં, પોળમાં, ઘરોમાં, સર્વત્ર યુદ્ધ જામી રહ્યું. ચોરો જોઈ શક્યા કે રાઠોડો મૃત્યુથી ડરતા નથી; સેંકડો શત્રુને રણમાં સુવાડી પછી પોતે સુખે સુએ છે.

"સરોવર પર જે બારી છે, ત્યાં માતા ઉભી હતી; ડાબા હાથમાં મને સોડમાં ચાંપ્યો હતો ને જમણા હાથમાં હતી પેલી કટારી!

"ધીરે ધીરે અમારા યોદ્ધાઓ મરતા ચાલ્યા. ધીરે ધીરે યુદ્ધપ્રવાહ અને યુદ્ધનાદ અમારા તરફ આવતો ગયો. અન્તે બારણાં તોડી ચન્દ્રાવતો મહાકોલાહલે ઘરમાં પેઠા. સર્વેને મોખરે લોહીથી ખરડાએલો દુર્જયસિંહ હતો.

"લોહીથી ખરડાએલું એનું કલેવર જોઈ માતા ગભરાઇ ના; એ પ્રચંડ યુદ્ધનાદ સાંભળી માતાની આંખ મીંચાઇ ના. સ્વર્ગવાસી સ્વામીનું નામ સમરી માતાએ તીક્ષ્ણ કટારી ઉપાડી. જ્વલન્તનયને એ નરાધમની સામે જોયું. નારીની તીવ્રદૃષ્ટિથી ભીરુની ગતિ એકદમ અટકી. ચોર કટારી દેખી સ્તબ્ધ બની ગયો. માતા કટારી લેઇ દુર્જયસિંહ ઉપર છુટી. આ પળે એક રાજપુતકલંક પૃથ્વી ઉપરથી

ધોવાઇ જાત; પણ તેના એક સૈનિકે પોતાનો પ્રાણ આપી પોતાના પ્રભુનો પ્રાણ બચાવ્યો. માતાની કટારીએ સૈનિકના હૃદયનું લોહી પીધું! તત્ક્ષણ દશ સૈનિકો તુટી પડ્યા ને અસહાય વિધવાની હત્યા કરી!"

તેજસિંહ ક્ષણેક સ્તબ્ધ થઇ રહ્યો. તેની આંખમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. ક્ષણેક પછી શુદ્ધિ લાવી બોલ્યો: "હું તે વખતે માત્ર દશ વર્ષનો બાળક હતો. પણ માતાના હાથમાંથી પડેલી પેલી કટારી લેઇ દુર્જયસિંહ ઉપર તુટ્યો. બાળકની પાસેથી ભીરુ સરી ગયો. મેં તેને ફરી દીઠો નહિ. પછી લાત મારી ને બારીની જાળી તોડી નાખી, હું સરોવરમાં કુદી પડ્યો. એ ભીરુને ફરી એકવાર જોઈ શકીશ, માતાની હત્યાનું વૈર લેઇશ, વંશને લાગેલું કલંક ધોઈ નાખીશ–કેવળ આજ આશાથી આજ આઠ વર્ષથી જંગલમાં ને ગુફામાં જીવન ગાળું છું.

"દેવિ, ત્યાર પછી નિર્જન વનમાં ને પર્વતકન્દરમાં વાસ કર્યો છે, રાઠોડ થઇને ભીલોનું શરણ લીધું છે, હૃદયની જ્વલન્ત જ્વાળાએ જીવન ધારણ કરી રહ્યો છું. દુર્જયસિંહનો એક દિવસ ભેટો લેઈશ, એ જ ઇચ્છાથી જીવન ધારી રહ્યો છું. દેવિ, અનુમતિ આપો. એક વાર દુર્જયસિંહની સાથે યુદ્ધમાં ઉતરીશ; એ પલાયન કરી જશે તો તેજસિંહ બીજું કંઇ નહિ માગે."

કંઇક વખત સુધી કોઇ બોલ્યું નહિ. તેજસિંહનો

ગમ્ભીર સ્વર એ ગુફામાં પ્રતિધ્વનિ ઉઠાડી અન્તે લીન થઇ ગયો. અનેક ક્ષણ એ ગુફા શાન્ત રહી.

પછી ચારણીદેવી શાન્તધીરભાવે બોલવા લાગી: "વંશાનુગત શત્રુતા અને વૈર રાજપુતધર્મ છે, તિલકસિંહ અને દુર્જયસિંહના વંશનું વૈર શાન્ત પામશે નહિ; એ ક્રોધાનલથી તિલકસિંહના પુત્રનું હૃદય બળી ઉઠશે, એમાં કંઇ વિસ્મય નથી. પણ વિદેશી યોદ્ધાઓ હાલ મેવાડ ઉપર ચઢી આવ્યા છે, તે વખતે ઘરનો કલહ શાન્ત પાડવો ઘટે. મેવાડની એ હમેશની પ્રથા છે, તિલકસિંહને પુત્રે એ પ્રથા પાળવી ઘટે."

તેજસિંહ: "વિદેશી યુદ્ધપ્રસંગે પણ શું પામર દુર્જયસિંહે ચોરની પેઠે સૂર્યમહેલને લુંટયો નહોતો?"

ચારણી: "અકબરે ચિતોડનો નાશ કર્યો ત્યાર પછી રાણા ઉદયસિંહ સાથેનું તેનું યુદ્ધ શાન્ત પડયું હતું અને ઉદયપુરમાં નવી રાજધાની સ્થાપી રાણો નિર્વિઘ્ને બેઠો હતો, તે સમયે દુર્જયસિંહે સૂર્યમહેલને લીધો હતો."

તેજસિંહ: "આજ ત્યારે યુદ્ધ શું શાન્ત નથી? માનસિંહ રોષે દિલ્લી ગયો છે ખરો, મહારાણા યુદ્ધની તૈયારીઓ કરે છે ખરા, પણ શત્રુઓ છે કયાં?"

ચારણી: "વર્ષારંભમાં બાળક એજ પ્રમાણે પ્રશ્ન કરે છે કે મેઘ છે કયાં? બાળક! વર્ષાના મેઘ કરતાં વધારે

પ્રચંડ વેગે શત્રુઓ ધસી આવે છે. જે તલવારથી દુર્જય-સિંહનો પ્રાણવધ કરવા તું તલપી રહ્યો છે, તે તલવાર લેઇ હલદીઘાટમાં જઇ પહોંચ. ચારણીની કથા સાચી માન. થોડા જ સમયમાં હલદીઘાટમાં અનેક તલવારોની ને અનેક વીરોની જરૂર પડશે, દુર્જયસિંહ અને તેજસિંહની ત્યાં જરૂર પડશે. વિદેશી યુદ્ધને સમયે ઘરમાં કલહ કરવો એ રાજસ્થાનની પ્રથા ન હોય.”

તેજસિંહ: “દેવિ! મેવાડના રક્ષણને માટે યુદ્ધની જરૂર હશે તો રાઠોડ તે યુદ્ધમાં હાજર રહેશે. પરન્તુ જે પામરે રાજપુતધર્મને વિસાર્યો છે, ચોરની પેઠે કિલ્લો પડાવ્યો છે, અસહાય વિધવાની હત્યા કરી છે, પિતાના કુળને કલંકિત કરી મુક્યું છે, તે રાજપુતકલંક ત્યાં સુધી જીવતો રહેશે ત્યારે?”

ચારણી: “વિદેશી યુદ્ધસમયે ગૃહકલહનો નિષેધ છે”

બન્ને થોડા સમય સુધી શાન્ત રહ્યાં. થોડી ક્ષણો પછી ઉંચું જોઇને ચારણી અતિશય ગમ્ભીર સ્વરે બોલી: “બાળક! આજ તેં એ જ દુર્જયસિંહનો પ્રાણ બચાવ્યો છે.”

તેજસિંહ ચમકી ઉઠ્યો ને બોલ્યો: “દેવીથી કશું અજાણ્યું નથી. મારે હાથે એ પામરનું હૃદય ચીરીશ, એ આકાઙ્ક્ષાથી જ એને વરાહને હાથેથી છોડાવ્યો છે”

ચારણી: “પછી દુર્જયસિંહને પોતાના આવાસસ્થાનમાં આશ્રય આપ્યો હતો, ત્યારે પણ તેનો વધ કર્યો નહોતો.”

તેજસિંહ: “થાકેલાની સાથે યુદ્ધ કરવું એ રાજધર્મ નથી. વળી પિતાના કિલ્લા ઉપર ચઢાઇ કરી એ પાપીનો નાશ કરીશ, એ મારી પ્રતિજ્ઞા છે. અનુમતિ આપો તો સૂર્યમહેલ ઉપર હલ્લો કરૂં, ચોરની પાસેથી પિતાનો કિલ્લો છોડાવું, ને યુદ્ધમાં ચોર દુર્જયસિંહને યોગ્ય સજા કરૂં.”

ચારણી: “શત્રુને વરાહના પંજામાંથી બચાવી રાજપુતધર્મનું પાલન કર્યું; થાકેલાની સાથે યુદ્ધ નહિ કરીને રાજપુતધર્મનું પાલન કર્યું; હવે જા, તેજસિંહ, વિદેશી યુદ્ધને સમયે ઘરનો કલહ ભૂલી જઇ રાજપુતધર્મનું પાલન કર. તિલકસિંહના પુત્ર, તિલકસિંહનું વીરત્વ તારા શરીરમાં ઉતર્યું છે; વિજયનું તિલક તારા લલાટમાં શોભી રહ્યું છે; તિલકસિંહની પેઠે રાજપુતધર્મનું પાલન કર. દશ વર્ષની અન્દર વિદેશી યુદ્ધ શાન્ત થશે, પછી સૂર્યમહેલમાં રાઠોડસૂર્યનો ફરી ઉદય થશે.”

એકદમ ગુફામાંનો દીવો બુઝાઇ ગયો. અન્ધકારમય ગુફામાં ચારણીના છેલ્લા શબ્દો પ્રતિધ્વનિ કરતા રહ્યા.

અન્ધકારમય ગુફામાંથી તેજસિંહ નિકળ્યો. બીજે દિવસે મહારાણા પ્રતાપસિંહની સેનાને જઇ મળ્યો, હલદીઘાટના યુદ્ધને દિવસે રાઠોડની તલવાર ખાલી નહોતી ગઇ.

---

## ૧૧

## ભીલપ્રદેશ

अहो मोहप्रायमेषां जीवितं, साधुजनविगर्हितञ्च चरितं, तथा हि पुरुषपिशितोपहारे धर्मबुद्धिः, आहारः साधुजनविगर्हितो मधुमांसादिः, श्रमो मृगया, शास्त्रं शिवरुतं, उपदेष्टारः कौशिकाः।

— कादम्बरी —

**હલદીઘાટનું** યુદ્ધ થઇ ગયું છે, એકદિન સાંજે તેજસિંહ એકલો ભીલપ્રદેશમાં થઇ ચાલ્યો જાય છે.

તેજસિંહ જો પોતાના વિચારમાં લીન ના થઇ ગયો હોત, તો એ નિર્જન ભીલપ્રદેશની શોભાથી વિસ્મય પામત. માર્ગની બન્ને બાજુએ હજારો હાથ ઉંચા કિલ્લા જેવી શ્યામ પર્વતમાળા એ માર્ગને જગતથી ગુપ્ત રાખે છે. શિખર અને ઢોળાવ ઉપરનાં અસંખ્ય પર્વતવૃક્ષો અને પુષ્પ તથા વેલીઓ વાયુમાં રમત કરે છે અને અસ્ત પામતા સૂર્યપ્રકાશમાં હસી લે છે. એ સૂર્યપ્રકાશ પર્વત તળે આવેલા બહુ નીચા માર્ગ સુધી પહોંચી શકતો નથી. તેજસિંહ જે માર્ગે થઈને જાય છે તે માર્ગ સાંજને સમયે પણ અન્ધકારમય બની જાય છે. કોઇ સ્થળે ઉંચાં ગિરિશિખર ઉપર પડેલો પ્રકાશ પાછો વળે છે ને માર્ગને કંઇક પ્રતિપ્રકાશ આપે છે, તો કોઇ સ્થળે ઝાડોની ઘટાથી

તે કેવળ અન્ધકારમય બની જાય છે. એ નિર્જન માર્ગની એક બાજુએ એક નાની પર્વતનદી શિલાઓમાં થઈને કલકલ શબ્દે દોડી જાય છે. ઉંચી અને કઠોર પર્વતમાળા જેવા પહેરેગીરોની મશ્કરી કરી જાણે કોઇ રમતીઆળ ભીલકન્યા હસતી હસતી દોડી જતી હોય ને, એવો ભાસ થાય છે. સ્થળે સ્થળે અસ્ત પામતા સૂર્યના પ્રકાશથી નદીનું પાણી ચમકારા મારે છે. અન્ધારામાં તો નદીના વેગથી જ તેની સ્થિતિગતિ કલ્પવી પડે છે. એ ઉંચા ને કઠોર પર્વતની છાતી ચીરી રૂપાના ગુચ્છા ને દોરા જેવાં કેટલાંક મનોહર ઝરણાં બહાર નિકળી પડે છે, ને કલકલ શબ્દે નીચેની નદીમાં મળી જાય છે. એ ભીલપ્રદેશના વિસ્મયકર સૌન્દર્ય જેવું સૌન્દર્ય તો જગતમાં બહુ ઓછે જ સ્થાને હશે. એક અર્વાચીન ફ્રેંચ પ્રવાસી ખુલ્લે હૃદયે કહી દે છે કે યુરોપનાં સમસ્ત મનોહર સ્થળો કરતાં પણ રાજયસ્થાનનો ભીલપ્રદેશ સુન્દર અને વિસ્મયકર છે.

તેજસિંહ એ નિર્જન માર્ગે ચાલ્યો જાય છે. પર્વતશિખરો ઉપર ઠામઠામ ભીલોના 'પાલ' અર્થાત્ તેમનાં નિવાસસ્થાન દૃષ્ટિએ પડે છે. નીચેથી જોયું હોય તો એ માનવીઓનાં નિવાસસ્થાન છે એમ લાગે નહિ, પણ એમ જ લાગે કે એ તો કોઇ ગીધ પક્ષીઓએ પોતાનાં બચ્ચાંને ઉછેરવા માળા બાંધ્યા છે. દરેક પાલની ચારે બાજુએ થોડી જમીન ખેડેલી હોય છે, એ જમીનના ઉત્પન્નમાંથી ભીલોનું ભરણપોષણ થાય છે; ભરણપોષણનો બીજો આધાર

એ ખીણમાં ચાલતાં ચાલતાં તેજસિંહ એક સુન્દર અને વિશાળ સરોવર પાસે આવી પહોંચે છે. પેલી પર્વતનદી આ સ્વચ્છ અને સુન્દર પર્વતસરોવરમાં આવી મળે છે. સરોવરની ચારે બાજુએ, આંખ જઇ શકે ત્યાં સુધી, વૃક્ષોથી છવાએલા પર્વત ઉપર પર્વત સાયંકાળના ગગનમાં આશ્ચર્યકર ચિત્ર સમાન દેખાવ આપે છે. સરોવરને તટે જઇ તેજસિંહ એ શોભા નિહાળવા લાગે છે ને ક્ષણવાર પ્રકૃતિની શોભાથી પોતાના વિચારો ભૂલી જાય છે.

સાયંકાળે સિન્દુરવર્ણને પ્રકાશે, સરોવરના જળ ઉપર પડી, બહુ અપૂર્વ શોભા ધારણ કરી છે! જળની વિશાળ છાતી ઉપર ચારે બાજુના ઉંચા પર્વતોની છાયા પડી કેવું સુન્દર સ્વરૂપ ધારણ કર્યું છે! અહીં શબ્દ નથી, મનુષ્યની આવજા નથી, જીવનિવાસનું ચિહ્નમાત્ર નથી; જાણે પ્રકૃતિએ એ સુંદર જગદ્-રચયિતાની પૂજાને માટે એ ઉંચા પર્વતોની મધ્યે શાન્ત, નિર્જન, નિઃશબ્દ સરોવર રચ્યું છે. તેજસિંહ અનેક ક્ષણ નિઃશબ્દે એ ચિત્ર જોઇ રહે છે. પછી સરોવરમાં હાથપગ તથા મુખ ધોઇ એક પત્થર ઉપર બેસે છે.

આપણે આ પ્રસંગે એ અપૂર્વ દેશવાસી ભીલોના સમ્બન્ધમાં એક બે વાતો કહીશું:

ભારતવર્ષના જે સુન્દર પ્રદેશમાં આવી રાજપુતોએ તલવારબળથી પોતાને માટે આવાસસ્થાન સ્વચ્છ કરી

પ્રચણ્ડ રાજ્યની સ્થાપના કરી, તે પ્રદેશમાં રાજપુતોના આવ્યા પહેલાં ભીલો રહેતા હતા. જ્યારે રાજપુતોએ આવી એ રસાળ અને રમ્ય પ્રદેશ ખુંચવી લીધો, ત્યારે સ્વાધીનતા-પ્રિય ભીલલોકો વિન્ધ્યાચળ અને આરાવલી પર્વતમાં જઇ રહ્યા ને પોતાનું માન તથા સ્વાધીનતા સાચવવા લાગ્યા. એમ લાગે છે કે આ સમસ્ત વ્યાપાર ક્રાઇસ્ટના જન્મ પછી થોડેક કાળે બનેલો.

ત્યારથી ભીલો અને રાજપુતો વચ્ચે એક પ્રકારની અપૂર્વ મિત્રતા ચાલતી આવે છે. ભીલોએ રાજપુત રાજાઓની માત્ર નામની આધીનતા સ્વીકારી, પણ ખરી રીતે તો તેઓ પર્વત ઉપરના પોતાના પાલોમાં રહેવા લાગ્યા ને સમ્પૂર્ણ સ્વાધીનતા ભોગવવા લાગ્યા. અવસર મળ્યે શું રાજપુતોને કે શું મુસલમાનોને લુંટી પોતાનો ઉદરનિર્વાહ કરતા. તથાપિ રાજપુત રાજા સિંહાસને ચઢે, ત્યારે એક ભીલ સરદાર ત્યાં આવે ને રાજભેટો મુકી જાય. વળી યુદ્ધમાં અને વિપત્તિમાં ભીલયોદ્ધાઓ રાજપુતોને યથાસાધ્ય સહાયતા આપતા.

ભરતખંડની બધી વનજાતિઓ હિન્દુઓના એકાદ બે દેવને સ્વીકારી પોતાના દેવ માને છે, અને હિન્દુદેવમાંથી પોતાની ઉત્પત્તિ થઇ છે એમ દન્તકથા ચલાવે છે. ભીલો કહે છે: "અમે મહાદેવના ચોર છીએ ને અમારી ઉત્પત્તિ પણ મહાદેવથી થઇ છે. મહાદેવે વનમાં ફરતાં ફરતાં એક સુન્દર વનબાળાને જોઇ, એના સૌન્દર્યથી મહાદેવ મોહિત

થઇ ગયા ને તેની સાથે લગ્ન કર્યાં; એ બાળાને પેટે જન્મેલા એક કૃષ્ણવર્ણ બાળકે એક સમે મહાદેવના નન્દીની હત્યા કરી અને ત્યારે તેને મહાદેવે શાપ આપ્યો. ત્યારથી તે ભીલ નામ પામી વનવનમાં રખડવા લાગ્યો. અમે ભીલલોકો એનાં સન્તાન છીએ.”

પર્વતનાં શિખરો પર ભીલોના પાલ અથવા ગામ હોય છે. પાલમાં ભીલોનાં ઘર હોય છે. ઝાડોથી અને કાંટાથી એ પાલોને કિલ્લા કરી લેવામાં આવે છે. ઘાતક પ્રાણીઓ બોડમાંથી નિકળી પડે તેમ ભીલો એ પાલોમાંથી કેટલીક વાર નિકળી પડી વેપારીઓ અને ખેડુતો વગેરે સભ્ય જાતિઓને લુંટી લે છે ને પોતાનું ગુજરાન ચલાવે છે. સેંકડો વર્ષથી તેઓ આ પ્રમાણે જીવનધારા ચલાવતા આવે છે. શત્રુઓ જો પાલ ઉપર ચડી આવે તો ભીલનારીઓ બાળકો ને ઢોર લેઇ પાસેના દુર્ભેદ્ય પર્વતમાં કે જંગલમાં ભરાઇ જાય છે. પુરુષો ધનુર્બાણ લેઇને કે પત્થરો ફેંકીને પોતાના પાલનું રક્ષણ કરે છે.

ભીલોમાં જુદાં જુદાં દળ હોય છે, દરેક દળ પોતાના દળપતિ કે સરદારને તાબે રહી કામ કરે છે. એ દળોમાં પરસ્પર સદા વિવાદ અને વિરોધ હોય છે, પણ વળી વિપત્કાળે કે યુદ્ધકાળે બધાં દળો એકઠાં થઇ જાય છે. તે સમયે તેમનો યુદ્ધશબ્દ દરેક ખીણમાં ગાજી ઉઠે છે. એક પાલથી બીજે પાલે સમાચાર મોકલવામાં આવે છે; રાત્રે વાઘ, શિયાળ કે પક્ષીના જેવો શબ્દ કરી ભીલો

સંકેતથી પર્વતના એક શિખર ઉપરથી બીજા શિખર ઉપર સન્દેશો મોકલે છે; થોડા જ સમયમાં સમસ્ત ભીલપ્રદેશમાં – આબુથી અજમેર સુધી – સન્દેશા પહોંચી વળે છે, થોડા જ સમયમાં સેંકડો યોદ્ધાઓ દળબદ્ધ થઇ ઐક્યભાવે શત્રુનો નાશ કરવાના પ્રયત્નો કરે છે. રાજસ્થાનમાં હજી પણ આવા વીસ લાખ ભીલો છે.

ભીલોમાં જાતિભેદ નથી. તેઓ હિન્દુઓના એક બે દેવને અથવા વ્યાધિઓને દેવ માની પૂજે છે. વળી મહુડાના વૃક્ષને વિશેષ આદર આપે છે ને એનો દારુ પીએ છે. પુરુષો મધ્યમ-આકૃતિ, કૃષ્ણકાય અને કાર્યગુણમાં અસાધારણ શારીરિક બળ અને ધૈર્ય વાળા હોય છે. ભીલનારીઓ પુરુષો કરતાં કંઇક વધારે ગોરી અને સુન્દર હોય છે. તેઓ વસ્ત્રથી કમર અને એક સ્તન ઢાંકે છે ને હાથે પગે લાખનાં બલૈયાં પહેરે છે. એમનો લગ્નસંસ્કાર બહુ ટુંકો ને સહેલો છે: અમુક દિવસે ગામના યુવકો ને કન્યાઓ એકઠાં થાય, પછી યુવકો પોતપોતાને ગમતી એકેકી કન્યાને પસન્દ કરી લેઇ જંગલમાં જાય ને કેટલાક દિવસ જંગલમાં ગાળી આવે.[૧] પછી તેઓ ગામમાં વરવહૂને મેળે રહે.

પણ એ વનવાસી ભીલોમાં બે અસાધારણ ગુણો છે: તેમના પર કરેલો ઉપકાર તેઓ કદાપિ વિસરવાના નહિ, ને તેઓ એક વખત જે વચન આપે તે કદાપિ ઉથાપવાના નહિ,

---

૧ અંગ્રેજોના Honeymoon પણ આ પ્રકારનો જ એક સંસ્કાર કહી શકાય.

# સરોવરતટે ભીલબાળા

का उण धन्या इत्थि आ ज इमिणा परिमागमाणा अत्ताळअं विणोदेदि ।

— विक्रमोर्वशीयम् —

**જે પર્વતની** નીચે સરોવરતટે તેજસિંહ બેઠો હતો, તે પર્વતને શિખરે ભીમચન્દનો પાલ હતો, ભીમચન્દ એ પર્વતના ભીલોનો સરદાર હતો. એ પાલની પાસે એક ગિરિગુફા છે, દુર્જયસિંહની સાથે આપણે પણ એક રાત્રિએ એ ગુફામાં ગયા હતા.

સરોવરને કાંઠે એક પત્થર પર તેજસિંહ બેઠો છે. અકસ્માત ભીલબાળા તાળી દેઇ હસતી હસતી ત્યાં આવી બેઠી અને બાલોચિત ચપળતાથી સરોવરનું પાણી તેજસિંહ ઉપર ઉરાડવા લાગી. રાજપુત એ ભીલબાળાને ઓળખતો હતો. બાલિકાનો હાથ પકડી તેને પાસે બેસાડી, ચિત્ત-શૂન્ય થઇ બાળાના વાળ રમવા લાગ્યો.

ભીલકન્યાનો રંગ ભીલોના જેવો કાળો હતો, આંખો તેજસ્વી હતી ને મુખકાન્તિ કંઇ ખરાબ નહોતી. ચંચળ ભીલબાળા પર્વત ઉપર ચઢવામાં જંગલી બિલાડાના જેવી ચપળ હતી. બીજા ભીલોની પેઠે જન્મથી જ ચતુરતા

અને સાવધાનતા શીખી હતી. એક શબ્દ, એક છાયા, સ્થાનાન્તરની એક વસ્તુ જોઇને જ કારણ કલ્પી લે. માથા ઉપર કાળા વાળ સર્વદા ઉડતા હતા, આંખો સદા ચંચળ રહેતી. બાળિકા સર્વદા ચંચળ ને રમતમાં લાગેલી હતી. કદી માટીનાં ઢેફાં લેઇ રમતી હતી, કદી કદી જલ સાથે રમત કરતી, કદી બીજા ઉપર પાણી છાંટી ખડખડ હસતી હતી. તથાપિ તેજસિંહને ચિન્તાતુર જોઇ તેની પાસે કોઇ કોઇ વાર બે ત્રણ ઘડી શાન્ત બની બેસતી. કોઇ વખતનો તેનો ધીર ચિન્તાશીલ ભાવ ને કોઇ વખતની અતિશય ચંચળતા જોઇ સર્વે વિસ્મય પામતા. સર્વે બોલતા: "બાળા દેખાવમાં બાળા છે, પણ તેનું મન બાળાનું નથી."

તેજસિંહ શું વિચારે છે? વર્ષાઋતુ બેઠાથી શત્રુઓ મેવાડ ત્યજી ગયા છે, તેથી એ યુદ્ધનો વિચાર કરતો નથી. વિદેશી શત્રુઓ હોય ત્યાં સુધી ગૃહકલહનો નિષેધ છે, તેથી સૂર્યમહેલ લેવાનો વિચાર પણ નથી કરતો. ત્યારે તેજસિંહ શેનો વિચાર કરે છે?

ભીલબાળા અનેક ક્ષણ સુધી હાલ્યા ચાલ્યા વિના સરોવરના પાણીમાં હાથ બોળી રહી હતી અને તેજસિંહની જાંગ પર માથું મુકી તેના મોં સામે જોઇ રહી હતી. અનેકક્ષણ તેજસિંહના મોં સામે જોઇ રહી બાલિકાએ મૃદુસ્વરે એક ગીત માંડયું.

બાલ્યકાળનું સ્વપ્ન હૃદયમાં જાગ્રત થાય, બાલ્યકાળની સુખચ્છબિ દૃષ્ટિ આગળ ખડી થાય, બાલ્યકાળનો સ્નેહ

ભારી રાખેલા અગ્નિની પેઠે સળગી ઉઠે એવા મર્મનું ગીત ગાવા લાગી.

તેજસિંહ એકદમ ચમકયો. બાલ્યકાળના એક સ્વપ્ન સમ્બન્ધે તે વિચાર કરતો હતો; ભીલબાળા શું તેના મનની વાત કળી ગઇ? તેજસિંહ બોલી ઉઠ્યો: "બાલિકા!"

જળક્રીડા છોડી બાલિકા તેજસિંહની સામે જોવા લાગી. બાળાના મુખ પર તો કંઈ વિચારનું ચિહ્ન સરખું પણ નથી! તેજસિંહ એ બાળમુખ જોઇને વિચાર કરવા લાગ્યો: "બાલિકા મારા મનની વાત તે શી રીતે જાણે? એ તો એને એ ગીત આવડતું હશે તે એની મેળે ગાય છે."

બાળા ખડખડ હશી પડી. તેજસિંહને સન્દેહ પડયો, તેને પૂછ્યું: "વારૂ, હું બાલ્યસ્વપ્નનો વિચાર કરૂં છું એ તેને કોણે કહ્યું?"

હશીને ભીલબાળા બોલી: "એ તો તમેજ કહ્યું હતું ને! નહિ તો હું શી રીતે જાણું? તમે શું વિચારતા હતા? સ્વપ્નની કથા વિચારતા હતા? પુષ્પની?"

હવે તેજસિંહનું મુખમણ્ડળ ગમ્ભીર બની ગયું, ભ્રુકુટિ સંકોચાઇ. ગમ્ભીર સ્વરે પુછ્યું: "અરે ભીલકન્યા! હું પુષ્પની વાત વિચારૂં છું તે વળી તને કોણે કહ્યું?"

ભીલકન્યા બાલોચિત સરળતાથી ને ભયથી તેજસિંહ સામે જોઈ બોલી: "તે તો હું શી રીતે જાણું? પણ બાલ્યકાળમાં લોક ફૂળફુલનાં સ્વપ્ન ના જુએ તો જુએ શેનાં?"

તેજસિંહ બાલિકાનો સરળ મુખભાવ જોઇ મનમાં વિચારવા લાગ્યો: "હું મિથ્યા સન્દેહ કરૂં છું." બાલિકાને કહ્યું: "હું બાલ્યકાળમાં ખરેખર પુષ્પનું જ સ્વપ્ન જોતો હતો ને હાલ એ સમ્બન્ધે જ વિચાર કરૂં છું. તેં યથાર્થ જ અનુમાન કર્યું છે."

ભીલબાળા: "ભીલ અનેક વિષયો જોઇ શકે છે, અને શબ્દો સાંભળી શકે છે. તમે જો ભીલ હોત તો!"

તેજસિંહ: "તો શું થાત?"

તેજસિંહના હાથમાં બાલિકાનો હાથ હતો, બાલિકાએ બોલ્યા વિના એ હાથ દેખાડ્યો.

તેજસિંહે ફરી એનો એ પ્રશ્ન કર્યો: "તો શું થાત?"

ભીલબાળા ખડખડ હસી પડી, બોલી: "શું તમે આંધળા છો? ફેર દેખી શકતા નથી? તો તમારો હાથ શું સફેદ હોત કે મારા જેવો કાળો હોત?

ભીલબાળા ખરેખર બાલિકા છે, ગમ્ભીરભાવે રંગભેદની વાત વિચારવા લાગી.

તેજસિંહે ફરી સ્નેહથી કહ્યું: "બાળા, જલદી ઘેર જા, હાલ જ વરસાદ પડશે."

બાલિકા: "ના નહિ જાઉં."

તેજસિંહ: "કેમ?"

બાલિકા: "મને વાદળાં જોવાં ગમે છે."

તેજસિંહ: "કેમ?"

બાલિકા: "કાળા મેઘની સાથે સફેદ વિજળી કેવી ખેલે છે તે જોવાનું મને ગમે છે."

તેજસિંહે ફરી બાલિકાના સામે જોયું, તો બાલિકા સરળતાથી શ્વેત વિજળી ને શ્યામ મેઘની ક્રીડા નિહાળે છે.

અસ્પષ્ટસ્વરે તેજસિંહ બોલ્યો: "બાલિકા, તું તે સરળ બાલિકા છે કે ચિન્તાશીલ નારી છે? હું તને કદી પણ સ્પષ્ટ રીતે ઓળખી શકતો નથી."

હવે તેજસિંહે બાલિકા તરફ જોયું; બાલિકા ત્યાં નહોતી. પર્વત અને શિલાઓમાં ચંચળ ભીલકન્યા સરી ગઇ હતી. દૂરથી ખડખડ હાસ્યનો શબ્દ સંભળ યો. ાલિકા ખરેખર બાલિકા જ હતી.

---

# ભીલોના પાલમાં

अंशावतारमिव कृतान्तस्य, सहोदरमिव पापस्य, सार-थिमिव कलिकालस्य, भीषणमपि महासत्त्वतया गम्भीरमिव उपलक्ष्यमाणं अनभिभवनीयाकृतिं ... शबरसेनापतिमपश्यम् ।

— कादम्बरी —

પછી તેજસિંહ સરોવર ત્યજી પર્વત ઉપર ચઢયો ને બાલિકાના પિતાને પાસે ગયો. ભીલ સરદાર ભીમચન્દે જ દશ વર્ષના બાળક તેજસિંહને પોતાના પાલની પાસે એક ગુફામાં આશ્રય આપ્યો હતો. ભીમચન્દની દયાથી અને પ્રભુભક્તિથી આજ તેજસિંહ અઢાર વર્ષનો થયો છે.

સન્ધ્યાકાળે એ પાલની ઝુંપડીઓમાં ભીલડીઓ પોત-પોતાને કામે વળગી છે. સર્વનાં શરીર બલિષ્ઠ અને કેડ ઉપરનો ભાગ ઉઘાડો અથવા અર્ધો ઉઘાડો છે. કોઇ ઢોરને ચારો નીરે છે, કોઇ બાળકોને સ્તનપાન કરાવે છે, કોઇ રાંધે છે, વળી કોઇ આ યુદ્ધથી પાલનું રક્ષણ કરવા ચારે બાજુએ કાંટા ઝીંટે છે. પાલની પ્રત્યેક ઝુંપડીમાં રાંધવાનો વખત હોવાથી ચુલામાં અગ્નિ સળગે છે. અગ્નિ પાસે કે ઝુંપડી બહાર નાગાં જંગલી બાળકો રમે છે. મનુષ્યના વાસસ્થાનથી આટલે છેટે પર્વતશિખર ઉપર દુર્ભેદ્ય વનમાં

કાંટાથી ઘેરાએલા આ ચોરોનો વાસ કેવો વિસ્મયજનક લાગે છે! સભ્ય મનુષ્યો તેમનો તિરસ્કાર કરે છે, તેમણે તેમની રસાળ ધરતી ખુંચવી લીધી છે, ત્યારે ચોર કોણ? એ અપકૃત્યનો આ ભીલો બદલો લે છે, એમાં એ ચોર શેના? ઘાતકી પશુઓની પેઠે એ પર્વતવાસી ભીલો સેંકડો વાર લોકવસ્તિ ઉપર ઉતરી પડે છે, અને સભ્ય નાગરિકોના લુંટેલા ધનથી પોતાની ભીલડીઓનું અને બાળકોનું પોષણ કરે છે. નાગરિકોએ એમનાં ખેતર લુંટયાં, ત્યારે એ ખેતરોની ઉપજ નાગરિકો પાસેથી એમણે લુંટી, એમાં એ ચોર શેના? ભીમચન્દની ઝુંપડીમાં આજે એ સર્વે ભીલયોદ્ધા એકઠા થયા છે, ઝુંપડીના અગ્નિથી એ ભીલોનાં વિકૃત મુખ અને વિકૃત અંગો વધારે વિકૃત બન્યાં છે.

ભીમચન્દનું સમસ્ત શરીર નગ્ન હતું, માત્ર એક લંગોટી મારી હતી ને છાતી ઉપર એક વસ્ત્ર પડ્યું હતુ. બન્ને હાથ ને પગ ઉઘાડા હતા ને તે મજબુત માંસ-પેશીઓથી દૃઢ દેખાતા હતા. મુખમણ્ડળ જોયું હોય તો ભય લાગે; બે આંખો તેજસ્વી છે, શરીર દીર્ઘ અને બલિષ્ઠ છે. પરન્તુ બાલ્યકાળથી ચૌરવૃત્તિમાં પડેલો, તેથી મનના સર્વે સુકુમાર કોમળ ભાવો સુકાઇ ગયા છે; એ પર્વત કરતાં પણ ભીમચન્દનું હૃદય કઠણ બની ગયું છે! તથાપિ એ કઠણ હૃદયમાં પણ એક બે ગુણોને સ્થાન છે: વિપત્તિના સમયમાં ભીમચન્દ જેવો સાહસી છે, તેવો જ

ઉપાય શોધવામાં તત્પર છે, એની તીક્ષ્ણ આંખ બહુ દૂરથી વિપત્તિનાં ચિહ્ન પારખી શકે છે; ભીમચન્દ સ્વામીધર્મ જાણી શકે છે, મિત્રોમાં સત્યપાલન કરી શકે છે; એકની એક બાલિકાને માટે એ કઠણ હૃદયમાં પણ નમ્રતા છે.

ભીમચંદની ચારે બાજુએ જે ભીલો બેઠા છે, તેમનાં શરીર પણ નગ્ન છે; માત્ર એક લંગોટી મારેલી છે, બીજું કંઇ વસ્ત્ર નથી.

એ ભીલપાલમાં આજે બે જણ આવ્યા છે; પાહાડજી ભૂમિયો અને ચન્દ્રપુરનો ગોકુલદાસ આજે ભીમચન્દને અને તેજસિંહને મળવા આવ્યા છે. પાહાડજી જાતે ભૂમિયો છે ને ભૂમિ ખેડે છે. નયન અને લલાટમાં યોદ્ધાનું અભિમાન નથી, પણ શરીર બલિષ્ઠ અને પરિશ્રમથી દૃઢ બનેલું છે. ભૂમિયા સમ્મુખયુદ્ધ જાણતા નથી, પણ યુદ્ધસમયે પોતપોતાના કિલ્લાનું પોતપોતાની ભૂમિનું રક્ષણ કરવામાં પ્રાણ આપી જાણે છે, દેશમાં પ્રવેશ કરતા શત્રુઓને અટકાવી જાણે છે. પરિણામે મેવાડના ભૂમિયા રાજપુતો પણ એક પ્રકારની સેના છે અને બીજા રાજપુતોની પેઠે વિદેશીય શત્રુઓથી દેશનું રક્ષણ કરવામાં તેઓ પણ પોતાનો ભાગ આપવા સદા તત્પર રહે છે. વાચક જાણે છે કે ગોકુલદાસ 'વશી' છે અનેક વર્ષોના ક્લેશથી તેનું શરીર ઘસાઇ ગયું છે, પણ તેના નયનની ઉજ્જવળતા અથવા હૃદયનો ઉદ્યમ અને ઉત્સાહ હજી યે શાન્ત થયો નથી. તેના પુત્રની હત્યા થઇ છે; હત્યાકારીને દણ્ડ દેઇશ,

એ જ માત્ર આશાથી વૃદ્ધ ગોકુલદાસ જીવન ધારણ રહ્યા છે.

ઝુંપડીના અગ્નિને વેરી બધા ભીલો બેઠા છે, એવે સમયે તેજસિંહ ઝુંપડીમાં પેઠો. સર્વેએ તેને આદર આપ્યો.

પરસ્પર અનેક કથાવાર્તાઓ થવા લાગી. મહારાણા પ્રતાપસિંહની વાત નિકળી, હલદીઘાટના યુદ્ધની વાત નિકળી, દુર્જયસિંહ અને સૂર્યમહેલની વાત નિકળી, તેજસિંહ સૂર્યમહેલ ઉપર ક્યારે ચઢશે એ પ્રશ્ન ચારે બાજુથી પુછાયા. પાહાડજી પોતાના ભૂમિયા સાથે, ભીમચન્દ પોતાના ભીલો સાથે, ગોકુલદાસ પોતાના 'વશીઓ' સાથે તેજસિંહને સહાયતા આપવા આવશે, તેજસિંહને પિતાની રાજગાદી ઉપર બેસાડશે, એવી સર્વ નાયકોએ પ્રતિજ્ઞા કરી.

તેજસિંહે સર્વને ધન્યવાદ આપ્યો, ભીમચન્દને વિશેષ ધન્યવાદ આપી બોલ્યો: "નગરવાસ ત્યજી તિલકસિંહનો પુત્ર હું ગિરિગુફામાં વાસ કરૂં છું, સરદાર ભીમચન્દની કૃપાથી આજ સુધી દુર્જયસિંહના ક્રોધથી બચી શક્યો છું, સરદાર ભીમચન્દની કૃપાથી આઠ વર્ષ સુધી આ જંગલમાં મારૂં પોષણ થયું છે. ભીમચંદના પિતાએ આપણા મહારાણાના પિતા રાણા ઉદયસિંહને વિપત્તિસમયે રક્ષણ આપ્યું હતું, તે આપ જાણો જ છો. ભીમચન્દ આજે એ જ પ્રકારનો અનુગ્રહ મારા ઉપર કરે છે. ભીલો અનેક

યુદ્ધોમાં, અનેક વિપત્તિઓમાં રાજપુતોના સહયોદ્ધા અને સાચા બન્ધુઓ છે.”

ભીમચન્દ બોલ્યો: “હું તિલકસિંહને ઓળખતો હતો. એવો રાજપુત હવે પાકવાનો નથી. તિલકસિંહના પુત્રને માટે ભીમચન્દથી થશે એટલું કરશે, ભીમચન્દના ભીલો પોતાનાં ધનુર્બાણ લેઇ સૂર્યમહેલ ઉપર ચઢશે. રાજપુતો ભીલોના પ્રભુ છે, રાજપુતોને સહાયતા આપવી એ ભીલોનું મુખ્ય કર્તવ્ય છે, ઘેર આવેલા અતિથિને આશ્રય આપવો એ ભીલોનો જાતિધર્મ છે.”

પાહાડજી બોલ્યો: “હું પણ તિલકસિંહને સારી રીતે ઓળખતો હતો. તેમણે જમીનદારો ઉપર દયા કરી છે તે હજીયે ભૂમિયા ભૂલી શક્યા નથી. અહુણા સૂર્યમહેલ ઉપર બીજો પ્રભુ રાજ્ય ચલાવે છે, તે જમીનદારોને રસ્તાના કુતરા કરતાંયે વધારે તિરસ્કાર આપે છે. જમીનદારો સમ્મુખયુદ્ધ નથી કરી જાણતા એ ખરૂં, પણ ભૂમિયાઓ શું રાજપુત નથી? તેઓ શું પોતાનો રાજધર્મ ભૂલી ગયા છે? સ્વદેશનું રક્ષણ નથી કરતા? દિલ્હીના બાદશાહે ચિતોડ પડાવ્યું છે, અર્ધું મેવાડ લીધું છે; પરંતુ પાહાડજી ભૂમિયાએ પોતાનો કિલ્લો સોંપ્યો નથી, પોતાની ભૂમિ જવા દીધી નથી. દિલ્હીની સેનાએ વારંવાર મારી ભૂમિમાં પેસવાના પ્રયત્નો કરેલા, પણ તે બધા પ્રયત્નો મારા ભૂમિયાઓએ વિફળ કરેલા. પાહાડજીના તાબામાં હજારો ભૂમિયા છે, તેઓ ખેતી કરે છે ને પોતાની ભૂમિ સાચવે

છે. જીવ આપશે, પણ શત્રુને અથવા બીજા રાજપુતને તે ભૂમિમાં પેસવા દેશે નહિ. યુદ્ધસમયે તલવારથી અને ધનુર્બાણથી પોતાની ભૂમિનું રક્ષણ કરે છે. શત્રુ આવે તો તેઓ સર્વે મારા કિલ્લામાં આવી કિલ્લાનું રક્ષણ કરે છે. આ વર્ષના યુદ્ધમાં કિલ્લાને દુશ્મનો ભેદી શકયા નથી. ભૂમિયાઓ રાણાજીના પ્રદેશની રક્ષા કરે છે, સિસોદિયાને બને તેટલી સહાયતા આપે છે. ભૂમિયા પણ રાજપુત છે. તેઓ શું તિરસ્કારને પાત્ર હોઈ શકે? પાહાડજી સમ્મુખ-યુદ્ધ કરી જાણતો નથી એ ખરૂં, હલદીઘાટના યુદ્ધમાં ગયો નથી એ ખરૂં, પણ પાહાડજી રાજપુતનો બાળક છે, રાજપુતવીર્યની પેદાશ છે; જયાં સુધી એની નસોમાં રાજપુતલોહી વહેશે, ત્યાં સુધી રાજપુતધર્મથી ભાગશે નહિ. જેવું જેનાથી બની શકશે, તેવું તે રાણાજીની કાર્યસિદ્ધિ માટે કરશે."

રોષથી, વિષાદથી પાહાડજીની આંખમાંથી આંસુ ખરી પડયાં. વળી બોલ્યો: "તેજસિંહ પિતાની ગાદીએ ચઢો! પાહાડજી હવે અપમાન નહિ સહી શકે; અપમાનનું વૈર લેશે ને દુર્જયસિંહ સાથે લઢશે, સૂર્યમહેલ ઉપર ચઢશે. અમે લોકો સમ્મુખયુદ્ધ કરી જાણતા નથી, પણ તિલકસિંહના પુત્રના ઉત્સાહથી તે પણ કરી શકીશું. તિલકસિંહના પુત્ર, પિતાની ગાદી ચઢો! પછી તમારા પિતા ભૂમિયા પ્રત્યે જે વર્તન ચલાવતા તે તમે ચલાવો. અમે પણ રાજપુત છીએ ને અમે સ્વદેશરક્ષણમાં યથાશક્તિ ભાગ આપીશું."

વૃદ્ધ પાહાડજીના શબ્દોથી તેજસિંહ આંસુ રોકી શકયો નહિ. સ્નેહથી વૃદ્ધનો હાથ ઝાલી બોલ્યો: "પાહાડજી, તેજસિંહ પિતાની ગાદી ઉપર બેસશે, તો ભૂમિયાનું જરૂર સમ્માન કરશે."

પછી વૃદ્ધ ગોકુલદાસ બોલ્યો: "દુર્જયસિંહના અત્યાચારથી પાહાડજી જ્યારે આટલો ખિન્ન થાય છે, ત્યારે ક્ષુદ્ર 'વશી'ઓ ઉપર કેટલો અત્યાચાર થતો હશે તે તમે અનુમાનથી જ જાણી શકશો. ચન્દ્રપુરમાં અત્યાચાર વિનાનું વર્ષ નથી જતું, માસ નથી જતો, અઠવાડિયું નથી જતું; તેઓ 'વશી' છે, તેમને સ્વતંત્રતા નથી, તેઓ શું કરી શકે? તેઓ બિચારા માત્ર તિલકસિંહના નામનું સ્મરણ કરે છે ને તેમનો પુત્ર જીવતો છે કે નહિ એ જિજ્ઞાસા કર્યા કરે છે. આપ વર્તમાન છો, એ કથા પ્રથમ તેઓ જાણતા નહોતા. આ વર્ષે તમે આહેરિયાને દિવસે દુર્જયસિંહને મળ્યા હતા એવી વાત ચાલે છે, મનમાં મનમાં તેઓ દિવસ ગણે છે, માસ ગણે છે; તિલકસિંહનો પુત્ર ક્યારે પિતાની ગાદીએ બેસે એની જ વાટ જોયા કરે છે. તિલકસિંહના બાળ! આજ્ઞા કરો, ચન્દ્રપુર વગેરે ગામના બાળકથી વૃદ્ધ સુધીના વશીઓ દુર્જયસિંહ વિરુદ્ધ ઉઠશે. વૃદ્ધ બીજું શું બોલી શકે? એના પોતાના ઉપર વૃદ્ધાવસ્થામાં જે અત્યાચાર થયો છે એનો ન્યાય તો જગદીશ્વર કરશે; કેવળ ચન્દ્રપુરની પ્રજા ઉપરનો અત્યાચાર આપ નિવારો."

વૃદ્ધની પુત્રહત્યાની કથા સર્વે જાણતા હતા, સર્વે વૃદ્ધની કથા સાંભળીને ખિન્ન થયા. તેજસિંહ બોલ્યો: "પિતાના પુરાતન સેવક! તમારું દુઃખ કેવળ જગદીશ્વર જ શાન્ત કરી શકે, તથાપિ હુ અંગીકાર કરું છું કે જો હું પિતાની ગાદીએ બેસીશ, તો ચન્દ્રપુર વગેરે ગામોના 'વશી'ઓને સુખી કરીશ."

એમ અનેક કથાવાર્ત્તા કર્યા પછી તેજસિંહ બોલ્યો: "બીજી એક વાત છે, હું આહેરિયાની રાતે નાહારા મગ્રોમાં ગયો હતો."

એ ભયાનક સ્થળનું નામ સાંભળી સર્વે કમ્પી ઉઠ્યા. ચારણીદેવી પાસેથી તેજસિંહે શું જાણ્યું, તે જાણવાને સર્વે આતુર બની ગયા.

તેજસિંહ બોલ્યો: "ચારણીદેવીની આજ્ઞા છે કે વિદેશી યુદ્ધ હોય ત્યાં સુધી ગૃહકલહનો નિષેધ છે, મેવાડની એ પ્રાચીન પ્રથા છે. તિલકસિંહને પુત્રે એ પ્રાચીન પ્રથા પાળવી."

અનેક ક્ષણ પછી વૃદ્ધ ગોકુલદાસ બોલ્યો: "વૈરને લીધે આ વૃદ્ધનું શરીર કેવું બળી રહ્યું છે તે ભગવાન જ જાણે છે! પુત્રશોકના જેવો બીજો વિષમ શોક આ સંસારમાં છે જ નહિ. તથાપિ વૃદ્ધને મતે ચારણીમાતાની આજ્ઞા યોગ્ય જ છે, જ્યાં સુધી દિલ્લીશ્વરની સાથે મહારાણાનું યુદ્ધ હોય, ત્યાં સુધી ગૃહકલહ શાન્ત હો!"

---

# રાઠોડોના દુર્ગમાં

नतु कलमेन युथपतेरनुकृतम ।

— मालविकाग्निमित्रम् —

પહોરેક રાત વીતી ગઇ છે. તેજસિંહ ભીલની ઝુંપડીમાંથી નિકળી દેવીસિંહના ભીમગઢ તરફ ચાલ્યો.

તિલકસિંહના સર્વ યોદ્ધાઓમાં દેવીસિંહ જેવો વિશ્વાસપાત્ર અને સાહસી યોદ્ધો કોઇ નહોતો. તિલકસિંહના પૂર્વજોએ પ્રથમ આવીને સૂર્યમહેલ સર કર્યો, ત્યારથી જ દેવીસિંહના પૂર્વજો એ વંશના જમણા હાથ જેવા હતા ને સર્વે વિપત્તિઓમાં તેમને સહાયતા આપતા. સૂર્યમહેલના વિજેતાએ સન્તુષ્ટ થઇ પાસેના પર્વત ઉપર ભીમગઢ નામે એક કિલ્લો તેમને બન્ધાવી આપ્યો હતો. તે દિવસથી ભીમગઢના યોદ્ધાઓ સૂર્યમહેલના અધીશ્વરને આધીન રહી યુદ્ધ કરતા હતા. અનેક યુદ્ધમાં પોતાનું લોહી રેડી સ્વામીધર્મ બતાવી આપતા હતા.

જે રાત્રે દુર્જયસિંહે સૂર્યમહેલ ચોરી લીધો, તે રાત્રે તિલકસિંહની ઘણી સેના મારી ગઇ, તથાપિ સર્વ સેના મારી નહોતી ગઇ. જે જીવતા રહ્યા તેઓ કિલ્લામાંથી નિકળી બહુ દિવસ સુધી પર્વતમાં અને જંગલમાં ભરાઇ

રહ્યા. અનેક દિવસ ત્યાં વાસ કર્યા પછી અન્તે તેઓ ભીમગઢમાં ગયા ને દેવીસિંહને આધીન રહી કામ કરવા લાગ્યા. તેમાંના કોઇ કોઇએ તે રાત્રે તેજસિંહને સરોવર પાર તરી જતાં જોયો હતો. તેથી હજી તેજસિંહ જીવતો છે એવો એમને વિશ્વાસ હતો. અનેક વર્ષો સુધી વ્યર્થ શોધ કર્યા પછી એકબે નોકરોએ તિલકસિંહના પુત્રને ભીલવેશમાં ઓળખ્યો, દરિદ્ર ભીલભીખારીને પ્રભુ માની વન્દન કર્યું.

જુના સેવકો એકેએકે તેજસિંહને આવી મળવા લાગ્યા. બાળકને પિતાના જેવો બળવાન અને દીર્ઘાકાર જોઇ આનન્દિત થયા. ધીરેધીરે એ સમાચાર તિલકસિંહના સર્વે અનુચરોમાં પ્રસરી વ્યા. બાળકરાજાને ફરી પ્રાપ્ત કરી તેઓ એકવાક્યે બોલવા લાગ્યા: "અમે તિલકસિંહનું લુણ ખાધું છે; અમારૂં જીવન, અમારી તલવાર તિલકસિંહના પુત્રની છે. આજ્ઞા કરો, ફરી સૂર્યમહેલ લેઇશું ને આપને પિતાની ગાદીએ બેસાડીશું."

વૃદ્ધ યોદ્ધા દેવીસિંહે આનન્દથી પ્રભુપુત્રને આલિંગન આપ્યું ને ભીમગઢમાં આવી વસવા આમન્ત્રણ કર્યું; પરન્તુ તેજસિંહે ઉત્તર આપ્યો: "દુ:ખદિવસોમાં મને ભીલોએ આશ્રય આપ્યો છે, તેથી જ્યાં સુધી સૂર્યમહેલ લેઇ શકીશ નહિ ત્યાં સુધી ભીલની ઝુંપડીમાંજ રહીશ."

આજ રાત્રે એ રાઠોડો કિલ્લાની ઉપરના એક વિશાળ મેદાનમાં બેઠા છે. પાસે ઘર કે વૃક્ષ કંઇ નથી. સ્વચ્છ

અન્ધકારમાં નીલ આકાશ ચન્દરવાની પેઠે એ વીરમણ્ડળ ઉપર છવાઇ રહ્યું છે, સ્વચ્છ આકાશમાં અસંખ્ય તારા દૃષ્ટિએ પડે છે. નીચે સ્થળેસ્થળે તાપણીઓ સળગે છે, દરેક તાપણીની ચારે બાજુ બે ચાર રાઠોડો બેશી તાપે છે. યોદ્ધાઓની કથાવાર્તાઓનો, હાસ્યનો કે ગીતનો ધ્વનિ એ શાન્ત રાત્રિમાં બહુ દૂર સુધી સમ્ભળાય છે. કોઇ કોઇ સ્થાને કોઇ કોઇ રાઠોડ તાપણીની પાસે લાંબો થઇને સુતો છે. કોઇ કોઇ ઠેકાણે ચારણને ઘેરી રાઠોડો એનાં ગીત, રાઠોડનાં પૂર્વગૌરવનાં ગીત, સાંભળે છે. તિલકસિંહના પુત્રને દૂરથી દેખી સર્વે ઉભા થાય છે ને એકેવારે પાંચસો રાઠોડો ઉલ્લાસે ગર્જના કરી ઉઠે છે. એ ઉત્સાહ દેખી તેજસિંહ આનન્દિત બની જાય છે.

એ વૃદ્ધ યોદ્ધાઓના લલાટ અને મુખમણ્ડળ ઉપર અગ્નિનો પ્રકાશ પડી રહ્યો છે. બાલ્યાવસ્થાથી પડેલા યુદ્ધના અભ્યાસથી તેમનાં શરીર દૃઢ બનેલાં છે. કોઇના લલાટમાં, કોઇના મુખ ઉપર, કોઇની છાતી ઉપર, કોઇના હાથ ઉપર તલવારના ઘા લાગેલા, તેનાં ચિહ્ન શોભી રહ્યાં છે. વાળ કોઇના ધોળા થયા છે, કોઇના ધોળા થવા આવ્યા છે; આંખ બધાની તેજસ્વી છે. સર્વેએ રાઠોડ-કુળતિલક તિલકસિંહને આધીન રહી અનેકવાર યુદ્ધ કર્યું છે, અકબરે કરેલા ચિતોડના નાશને સર્વેએ જોયો છે. અત્યારે તેઓ તેજસિંહને સેનાપતિ બનાવી પ્રથમ સૂર્ય-મહેલનો અને પછી ચિતોડનો ઉદ્ધાર કરવાને તત્પર બની

ગયા છે. તેજસિંહે જ્યારે પિતાની પુરાતન સેનાને પોતાની આજુબાજુ જોઇ, તેમને ઉલ્લાસનો અને આનન્દનો ધ્વનિ કરતી સાંભળી, જ્યારે એ વૃદ્ધ રાઠોડોના યુદ્ધતત્પર વદન અને નયનમાં કેવળ સ્વામીધર્મ અને ઉત્સાહનાં લક્ષણ જોયાં, ત્યારે તેનું હૃદય ઉત્સાહથી ડુબી ગયું. તેણે સજલનયને પિતાના યોદ્ધાઓને એકેએકે આલિંગન આપ્યું. તિલકસિંહના પુત્રનું આ સૌજન્ય જોઇ વૃદ્ધ રાઠોડો ફરી ગર્જના કરી ઉઠયા.

તેજસિંહ બોલ્યો: “વીરો! તમે જ બરાબર સ્વામીધર્મ પાળ્યો છે, રાઠોડકુળ તમારા સ્વામીધર્મથી ગૌરવપૂર્ણ બની જશે, તેજસિંહ તમારો સ્વામીધર્મ વિસરી શકશે નહિ.”

રાઠોડો બોલ્યા: “અમે સ્વર્ગવાસીના પ્રતિપાલિતો છીએ, અમારૂં જીવન, અમારી તલવાર તેજસિંહની છે.”

વૃદ્ધ દેવીસિંહનું વિશાળ કપાળ તેના ધોળા વાળથી ઢંકાઇ ગયું છે, પણ તેનાં નયનની દીપ્તિ ઢંકાય એમ નહોતી. તે બોલ્યો: “તિલકસિંહને ગાદીએ બેસતાં આ દાસે જોયા છે, મૃત્યુ પહેલાં એજ ગાદીએ તેજસિંહને બેસાડવાની વાસના છે, વૃદ્ધના જીવનમાં બીજી કંઈ આકાંક્ષા નથી.”

તેજસિંહ: “દેવીસિંહ! પિતાના રાઠોડોમાં તમારા જેવો વૃદ્ધ કોઇ નથી. વળી હલદીઘાટના યુદ્ધમાં રાઠોડોમાં

તમારા જેવો કોઇ નહોતો. તથાપિ તમારી મનસ્કામના પૂર્ણ થતાં વાર થશે.”

દેવીસિંહ: “પ્રભુની આજ્ઞા માથે છે, પણ પ્રભુ શું વિજયમાં સન્દેહ આણે છે? સાંભળ્યું છે કે ચન્દાવત દુર્જયસિંહની પાસે માત્ર એક હજાર સેના છે; પાંચસો રાઠોડો શું એક હજાર ચન્દાવતોની સામે યુદ્ધ કરવાને અસમર્થ છે?”

તેજસિંહ: “રાઠોડના વીરત્વમાં મને સન્દેહજ નથી, વળી પિતાના અન્ય મિત્રોએ પણ સહાયતા કરવાની પ્રતિજ્ઞા કરી છે. પાહાડજી ભૂમિયા પાસે એક હજાર ભૂમિયા છે, ભીમચન્દની પાસે આશરે બસો ધનુર્ધર ભીલ છે, ચન્દ્રપુરમાં આશરે બસો વશી પ્રજા છે; તેઓ સર્વે તિલકસિંહના પુત્રને માટે જીવનદાન કરવામાં તત્પર છે.”

દેવીસિંહ: “ત્યારે યુદ્ધમાં વિલમ્બ શા માટે?”

તેજસિંહ: “સૂર્યમહેલ ઉપર ચઢીએ તો વિજય તો નિશ્ચય મેળવીએ; પણ તમારામાંથી ઘણાનો નાશ થશે.”

દેવીસિંહ: “પ્રભુને માટે જીવનદાન જેવું રાઠોડને બીજું ગૌરવ શું છે? રાઠોડ મૃત્યુથી ડરે કે?”

તેજસિંહ: “રાઠોડ મૃત્યુથી કદાપિ ડરે ના, ચિતોડના રક્ષણ માટે પિતાએ પ્રાણ સમર્પ્યો છે. પણ

સૂર્યમહેલમાં તમે પ્રાણ આપશો તો ફરી હલદીઘાટના રણમાં કોણ ઘુમશે? મારા વીર યોદ્ધાઓ, માતાની હત્યા અને કુળના અપમાનની કથા તેજસિંહ ભૂલી નથી ગયો, નસોમાં જ્યાં સુધી લોહી વહેશે ત્યાં સુધી ભૂલી નહિ જાય; પરન્તુ વિદેશી યુદ્ધ ચાલતું હોય ત્યાં સુધી ગૃહ-કલહ નિષિદ્ધ છે. રાજપુતો, રાજપુતધર્મનું પાલન કરો."

વૃદ્ધ રાઠોડો નીચું જોઇ વિચાર કરવા લાગ્યા. અનેક ક્ષણ પછી દેવીસિંહ ગમ્ભીર શબ્દે બોલ્યો: "તિલક-સિંહને પુત્રે જે સંકલ્પ કર્યો છે, તે રાઠોડોને આજ્ઞાસ્વરૂપ છે. વિદેશી શત્રુઓ દેશમાં હોય ત્યાં સુધી રાઠોડો ચન્દાવતોના ભાઈ છે, ચન્દાવતો રાઠોડોના ભાઇ છે; મ્લેચ્છ વિના રાજપુતોને બીજો શત્રુ નથી! પણ એ યુદ્ધના અન્ત સુધી જો આ દેવીસિંહ જીવતો રહે, તો તો ચન્દાવત દુર્જયસિંહ, સાવધાન!"

સર્વ રાઠોડો ગર્જના કરી ઉઠયા: "ચન્દાવત દુર્જય-સિંહ, સાવધાન!"

એ ઉત્સાહશબ્દો ચારે દિશાસાં સમ્ભળાયા. દેવી-સિંહનો ચૌદ વર્ષનો પુત્ર ચન્દનસિંહ ધીરેધીરે તેજસિંહની પાસે આવ્યો. બાળકના સુન્દર લલાટ ઉપર ગુચ્છાદાર કાળા કેશ નૃત્ય કરે છે, કાળાં નયનમાં બાલ્યચપળતા નૃત્ય કરે છે. બાળકનું મુખમણ્ડળ કોમળ છે, હોઠ બે રાતા છે, તેના અવયવો લાંબા છે ને શરીર એ ઉમરમાં

પણ બળવાન અને દૃઢ છે. બાળકે ધીરેધીરે તેજ-સિંહની પાસે આવીને નમન કર્યું.

બાળકને જોઇને તેજસિંહને પૂર્વકથાનું સ્મરણ થઇ આવ્યું. આંખમાં આવેલા આંસુનું એક બિન્દુ લોહી નાખી બોલ્યો: "ચન્દન! બાલ્યકાળમાં સૂર્યમહેલમાં તું મારી રમતનો સંગી હતો એ તને યાદ આવે છે? દેખાદેખી તું છ વર્ષનો બાળક પણ તીર અને ભાલા ફેંકવાનો પ્રયત્ન કરતો એ તને સાંભરે છે? તારૂં લલાટ જોઇને પિતા એક દિન કહેતા હતા, કે: 'ચંદન દેવીદાસના જેવો વીર થશે,' એ તને સાંભરે છે?"

આભારસ્વરે ચન્દન બોલ્યો: "બધું સાંભરે છે બાપુ! પ્રભુજ મારા બાલ્યગુરુ હતા, પ્રભુજ મારા જ્યેષ્ઠ સહોદર જેવા હતા એ શે વિસરાય? પ્રભુએજ મને પ્રથમ રણશિક્ષા આપી હતી. હવે તુર્કોની સાથે યુદ્ધ કરવાની પ્રભુ અનુમતિ આપે તો કૃતાર્થ થાઉં."

તેજસિંહ: "ચન્દન! તું હજી નાનો છે, હાલ તો કિલ્લાનું રક્ષણ કર, વખત આવશે ત્યારે પિતા તને રણ-ક્ષેત્રમાં પણ લેઇ જશે."

ચન્દનસિંહ: "ચૌદ વર્ષનો રાઠોડ તુર્કોની સાથે યુદ્ધ કરવાને શું અસમર્થ છે?"

હાસ્ય કરીને તેજસિંહ બોલ્યો: "સિંહના પેટનાં બચ્ચાં સિંહજ હોય છે; દેવીસિંહનો પુત્ર યુદ્ધને માટે

કેમ આતુર ન હોય? ચન્દનસિંહ, થોડા જ સમયમાં એક ભીષણ યુદ્ધ થનારૂં છે, ઘણું કરીને આપણા બધાની કામના પૂરી થશે. તારા પિતા સર્વદા રાણાજીની સાથે રહેશે, તું અહીં ના રહે તો ભીમગઢનું રક્ષણ કોણ કરે? બાળક! તારી આ નાની ઉમરમાં પણ તું વીર છે; આ નાની ઉમરમાં પણ તને ભીમગઢના રક્ષણનું કાર્ય સોંપવામાં આવશે, તોપણ તારે હાથે રાઠોડની તલવાર અપમાન નહિ પામે."

ધીરેધીરે ચન્દનસિંહે મ્યાનમાંથી તલવાર બહાર ખેંચી, તલવારને હાથ લગાડયો; ધીરેધીરે ગગન તરફ જોઇ વીરબાળ બોલ્યો: "તથાસ્તુ! પ્રભુની આજ્ઞાથી ચન્દનસિંહ આજથી ભીમગઢની રક્ષા કરશે, ભગવાન સહાય થાઓ; જ્યાં સુધી ચન્દનસિંહના શરીરમાં લોહીનું ટીપું હશે, જ્યાં સુધી કિલ્લામાં એક પણ રાઠોડ જીવતો હશે, ત્યાં સુધી તુર્કોના ભાર નથી કે આ કિલ્લામાં પેશી શકે."

બાળકની આ પ્રતિજ્ઞા સાંભળીને રાઠોડમણ્ડળી સાધુવાદ દેવા લાગી. વૃદ્ધ દેવીસિંહની આંખમાંથી આનન્દાશ્રુ વહેવા લાગ્યાં. પણ રાઠોડો જાણતા નથી, વૃદ્ધ દેવીસિંહ પણ જાણતો નથી, કે કેવા ભયાનક રુધિરપ્રવાહ મધ્યે, કેવા પ્રચણ્ડ અગ્નિકાણ્ડ મધ્યે આ વિષમ પ્રતિજ્ઞાનું પાલન થવા નિર્માયું છે.

---

# ચન્દાવતોના કિલ્લામાં

अथाजिनाषाढधरः प्रगल्भवाग्
ज्वलन्निव ब्रह्ममयेन तेजसा ।
विवेश कश्चिज्जटिलस्तपोवनं
शरीरबद्धः प्रथमाश्रमो यथा ॥

— कुमारसंभवम् —

પ્રિય પાઠક! ચાલો આપણે ભીમગઢ તજી એકવાર સૂર્ય-મહેલમાં જઇએ અને ત્યાં સૂર્યમહેલના પ્રભુ દુર્જયસિંહની સ્થિતિ જોઇએ.

હલદીઘાટના યુદ્ધ પછી દુર્જયસિંહ પાછો સૂર્યમહેલ-માં આવ્યો છે. પ્રાતઃકાળે સૂર્યમહેલના પર્વતશિખર ઉપરથી ચન્દાવતપતાકા ફરફર ઉડે છે, ચન્દાવતવાદ્ય ચારે દિશામાં શબ્દ કરે છે. સભામણ્ડપમાં સિંહાસન ઉપર દુર્જયસિંહ બિરાજમાન થયો છે, બન્ને બાજુએ તેના સહ-યોદ્ધાઓ હાથમાં ઢાલતલવાર લેઇ બેઠા છે. ચારે બાજુએથી પ્રજાજનો મહારાજનાં દર્શન કરવા આવ્યા છે; નાગરિકો પરસ્પર હલદીઘાટ અને તુર્કોના સમ્બન્ધમાં કથાવાર્તા કરે છે, નગરનારીઓ બારીએઅટારીએથી ‘સુહેલિયા’ અર્થાત્ મંગળગીત ગાઇ યુદ્ધમાંથી પાછા વળેલા ચન્દાવત વીરોનો સત્કાર કરે છે.

સભામણ્ડપમાં દુર્જયસિંહની ચારે બાજુએ તેના યોદ્ધાઓ બેઠા છે; કેટલાક માસ પૂર્વે આ સભામણ્ડપમાં જે યોદ્ધાઓ બેઠા હતા, હાય! તેમાંના અનેક અત્યારે આ જગતમાં નથી. તેમનું વીરત્વ અને અકાળમૃત્યુ સમ્ભારી સર્વે ધન્યવાદ આપવા લાગ્યા છે. એજ પ્રમાણે સ્વદેશના રક્ષણ માટે સમ્મુખયુદ્ધમાં પ્રાણ સમર્પાય એ આકાંક્ષા વીરગણો કરવા લાગ્યા છે. આજે જેઓ સભામાં હાજર છે, તેમાંના અનેકને શરીરે યુદ્ધ ચિહ્નો શોભી રહ્યાં છે, કોઇના લલાટ ઉપર, કોઇના હાથ ઉપર, કોઇની વિશાળ છાતી ઉપર તલવાર કે ભાલાનાં ચિહ્ન અંકિત થયાં છે.

સભામણ્ડપના એક ભાગમાં દુર્જયસિંહના 'ગોલા' અથવા દાસજનો ઉભા છે. તેઓ યુદ્ધમાં પણ પ્રભુની સથેજ રહે છે. હલદીઘાટના યુદ્ધમાં આશરે સોએક ગોલા દુર્જયસિંહની સાથે ગયા હતા, તેમાંથી પચાસેક જણ તો રણશય્યામાંજ સુતા હતા! ગોલા દાસ છે ને તેમને ગોલી સિવાય બીજી કોઇ નારી સાથે લગ્ન કરવા દેવામાં આવતું નથી. તેમનાં પુત્રકન્યા પણ દાસદાસી બને છે ગોલાઓનુ જીવનમરણ પ્રભુને હાથ છે, તેઓ પણ પોતે પ્રભુભકિત વિના બીજો ધર્મ જાણતા નથી. આવા ચાળીસેક ગોલા સભામણ્ડપને એક ખુણે ઉભા છે, તેમના પગ રૂપાના તોડાથી શોભી રહ્યા છે.

દુર્જયસિંહ યુદ્ધની વાતો કરે છે: "વર્ષાઋતુને અન્તે યુવરાજ સલીમ અને તુર્કો પાછા શું ચઢી આવશે?

રાજા માનસિંહ સ્વદેશવાસીઓના લોહીથી શું હજીયે સંતુષ્ટ નહિ થયો હોય? સંતુષ્ટ નહિ થયો હોય તો મેવાડના સિસોદિયા હજીયે લોહી આપવા તત્પર છે; તુર્કો ફરી આવશે, તો સિસોદિયા ફરીયે તેમને યુદ્ધ આપવા તત્પર રહેશે! એક પણ સિસોદિયો વીર જીવતો હશે, જ્યાં સુધી ચન્દાવતોની નસોમાં લોહી વહેતું હશે, ત્યાં સુધી તો મેવાડભૂમિ પરાધીનતાની કલંકરેખા લલાટમાં ધારણ નહિ જ કરે."

આ પ્રમાણે કથાવાર્તા ચાલે છે, એવામાં ચારણદેવ ત્યાં આવી ઉભો. દુર્જયસિંહની અનુમતિથી ચારણદેવે હલદીઘાટનું એક ગીત ગાવા માંડ્યું. વૃદ્ધ ચારણે જાતે એ યુદ્ધ જોયું હતું, પ્રતાપસિંહનું દુર્દમનીય સાહસ જોયું હતું, તે ગાયું. વાક્યસાગરનું મન્થન કરી ગર્વિત ભાષામાં ગર્વિત સ્વરે હલદીઘાટનું ગર્વિત ગીત ગાવા માંડ્યું. અન્તે જ્યારે ચારણદેવ ચન્દાવતોની વીરત્વકથા ગાઇ રહ્યો, જ્યારે ભાલાધારી લોહીમાં ખરડાએલા દુર્જયસિંહની ભીમમૂર્તિ અને દુર્દમનાય વીરત્વનું વર્ણન કરી એણે ગીત સમાપ્ત કર્યું, ત્યારે એકેવારે યોદ્ધાઓએ સભામણ્ડપને ઉલ્લાસરવે પુરી કાઢ્યો.

વૃદ્ધ ચારણની પાછળ પાછળ એક યુવાન ચારણ સભાગૃહમાં આવ્યો હતો, તેણે પણ ગીત ગાવાની અનુમતિ માગી.

દુર્જયસિંહ તરફ જોઇ તે બોલ્યો: “ચન્દ્રાવતવીર, રાજચારણે જે ગીત ગાયું છે, તેવું ગીત તો હું ગાઇ શકીશ નહિં; તથાપિ સભાસદોની જો અનુમતિ હોય તો અકબરે ચિતોડગઢ ખુંચવી લીધો તેનું એક ગીત ગાઉં. આકાશમાંથી જે વરસાદ વરસે છે તેથી શાલ, તમાલ, પીંપળો, વડ વગેરે મોટાં ઝાડ પોશાય છે, પણ તેથી શું નાનું ઘાસ પોશાતું નથી? સાધુજનોની સમ્મતિ હોય તો આ ક્ષુદ્ર કવિ પણ કવિતા રચી શકે, સાધુજનો એ સમ્મતિ આપશે?”

દુર્જયસિંહ: “ચારણદેવ! તમારો વિનીતભાવ જોઇ સન્તુષ્ટ થયો છું. તમને હું ઓળખતો નથી, પણ વીર અને કવિઓના ગુણ જ ઓળખાણ આપે છે. ગીત આરંભો.”

તીવ્રસ્વરે કવિએ ગીત આરંભ્યું. સભાજનો ઉત્સુકતાથી તે સાંભળવા લાગ્યા:

“કોનો કોનો છે એ દુર્ગ?
“વંશાનુક્રમથી રક્ષણ જે કરતા આવે છે તેનો?
કે તસ્કરની પેઠે જેણે લુંટી લીધો છે તેનો?
દુષ્ટ તસ્કર વ્યથિત થાજો, પામજો અપમાનને!
એના હૃદયના રુધિરમાંથી સરિતાઓ ચાલજો!
કોનો કોનો છે એ દુર્ગ? ૧

"જે નારી કિલ્લાનું રક્ષણ શૌર્યબળે કરતી તેનો?
કે નારીની કરી હત્યા ને લીધો એ હત્યારાનો![1]
નારિહત્યારો પીડાજો, પામજો અપમાનને!
હત્યારાના હૃદયરુધિરમાંથી સરિતા ચાલજો!
કોનો કોનો છે એ દુર્ગ? ૨

"જે બાળક પર્વતકન્દરમાં ભીલો સહ વસતો તેનો?[2]
કે બાળકની સમ્પત્તિને વિવેકરહિત લુંટતો તેનો?
બાળે ધારી ખડ્ગ કીધું સ્નાન હલદીઘાટમાં!
ખડગ તસ્કરના હૃદયનું રુધિર હેતે ચાખજો!
કોનો કોનો છે એ દુર્ગ? ૩

"દુર્ગની રક્ષા કરતાં જેઓ પ્રાણ સમર્પે રણક્ષેત્રે,
ને પર્વતમાં વાસ કરે છે દુર્ગચ્યુત થઇ જે વીરો;
વીર રજપુતો ફરીથી દુર્ગ લેજો ખડ્ગથી!
શત્રુઓના રુધિરથી એ રંગજો નિજ ખડ્ગને!
કોનો કોનો છે એ દુર્ગ?" ૪

ગીત પુરૂં થયું. યુવકની જ્વલન્ત આંખો જોઇ સર્વે વિસ્મિત થઇ ગયા. સર્વે ઉચ્ચ સ્વરે બોલી ઉઠયા:

---

[1] અકબરે ચિતોડ લીધું ત્યારે પત્તની માતા અને વનિતા રણક્ષેત્રમાં ઉતરી ને લડતાં રણક્ષેત્રમાં સુતી હતી.

[2] અકબરે ચિતોડ લીધું ત્યારે પ્રતાપસિંહનો પિતા જીવતો હતો, તેથી પ્રતાપસિંહ યુવરાજ હતો. હલદીઘાટને યુદ્ધસમયે પ્રતાપ પરિવાર સાથે પર્વતમાં ને કન્દરમાં વાસ કરતો

"તુર્કોના લોહીથી રાજપુતોની તલવાર રંગાશે! ચિતોડ ફરી લેવાશે!"

દુર્જયસિંહે ઉત્સાહસ્વરમાં કંઇ ભાગ ના આપ્યો, દુર્જયસિંહે કવિને ધન્યવાદ ના આપ્યો. ભૃકુટિ ચઢાવી પૃથ્વી સામે જોઇ રહ્યા. ક્ષણેક પછી ફરી ચારણના તરફ દૃષ્ટિ ફેંકી, ચારણ સભામંડપમાં નહોતો!

---

૧૬

## ગાયક કોણ?

ज्वलज्जटाकलापस्य भृकुटीकुटिलं मुखम् ।
निरीक्ष्य कस्त्रिभुवने मम यो न गतो भयम् ॥

— विष्णुपुराणम् —

**રજની** એક પહોર વીતી છે, દુર્જયસિંહ અગાસી ઉપર સુતો છે, તેનું માથું એક ગોલીના ખોળામાં છે, બીજી એક ગોલી તેની ચરણસેવા કરે છે. બન્ને ગોલીઓ પ્રૌઢ-યૌવના અને રૂપવતી છે, પણ તેમની સેવાથી આજ દુર્જય-સિંહની ચિન્તા દૂર થતી નથી.[1]

[1] રાજસ્થાનનાં રાજ્યતન્ત્રો અનેક અંશે યુરોપનાં ફ્યુડલ રાજ્ય-તન્ત્રના જેવાં છે. મહારાણાના તાબામાં અનેક કુલાધિપતિ યોદ્ધાઓ

આમ ચિન્તાતુર અવસ્થામાં દુર્જયસિંહ અનેક ક્ષણ સુધી પડી રહ્યો. અન્તે પ્રધાનને બોલાવવાની તેણે આજ્ઞા કરી. ઉઠીને ધીરે ધીરે અગાસી ઉપર ફરવા લાગ્યો, ગોલીઓ ઘરમાં ચાલી ગઇ.

થોડી વારમાં પ્રધાન આવી ઉભો. દુર્જયસિંહ બોલ્યો: "યુદ્ધમાં જતી વખતે મેં જે આજ્ઞા કરી હતી તેનું પાલન થયું છે?"

પ્રધાન: "એજ વખતે મેં ચારે દિશામાં ગુપ્તચર મોકલ્યા હતા, કોઇ કોઇ પાછા આવ્યા તેમને વળી પાછા મોકલ્યા. પરન્તુ હજી સુધી કોઇ તિલકસિંહના પુત્રના સમાચાર લાવી શક્યો નથી."

દુર્જયસિંહ: "વનવાસી ભીલોમાં, પર્વતોમાં ને જંગલોમાં ખાસ શોધ કરવાનું તેમને સૂચવ્યું છે?"

પ્રધાન: "ત્યાંજ વિશેષ શોધ તો થાય છે."

દુર્જયસિંહનું મોં પડી ગયું, નીચું ઘાલી વિચાર કરવા લાગ્યો.

---

હોય છે ને તેમના તાબામાં બીજા નાના યોદ્ધાઓ હોય છે. પ્રત્યેકને પોતપોતાના કિલ્લા, ભૂમિ અને પ્રજા પણ હોય છે, અને તેઓ સર્વે મહારાણાની આજ્ઞામાં રહે છે. રાજસ્થાનમાં બે પ્રકારના દાસ હોય છે: 'રણા' અને 'ગોલા' ફ્યુડલ સિસ્ટમ સમયે યુરોપમાં Colonii અને slaves આ પ્રકારના દાસ હતા. ભૂમિયાઓ એક પ્રકારના militia ખેડૂતો હતા.

પ્રધાન: "પ્રભુ! આમ ચિન્તા કરવાનું કારણ નથી. વખતે એ જ તેજસિંહ હજીયે જીવતો રહ્યો હશે, તોપણ પ્રભુને હવે તે શું કરી શકનાર હતો?"

દુર્જયસિંહ: "જીવતો હોય તો? તેજસિંહ જીવતો છે એમાં તમને શું હજીયે સન્દેહ છે?"

પ્રધાન: "પ્રભુએ કહેલું છે કે એક વાર માત્ર રાત્રે જોએલો; ત્યારે શું ભ્રમ થવાનો સંભવ નથી? જીવતો હોય તો આપણા ગુપ્તચર તેને શોધી ના શકે? તેજસિંહ આટલા દિવસ બેશી પણ કેમ રહે? પ્રભુ! મિથ્યા ચિન્તા કરો મા; એ સરોવરના પાણીમાં તેજસિંહ તો બહુ દિવસ થયાં સુતો છે!"

દુર્જયસિંહ: "પ્રધાન! એકવાર માત્ર રાત્રે જોએલો હોય તો તો શંકાનું સ્થાન ખરૂં; પણ એ બાળકને બે વાર, લાગે છે કે, ત્રણ વાર જોયો છે."

પ્રધાન: "ક્યારે?"

દુર્જયસિંહ: "ભીલો અને ભૂમિયાઓ ક્યારે ભાલો ફેંકી જાણે છે? હલદીઘાટના યુદ્ધમાં ભીલોએ અને ભૂમિયાઓએ ભાલા અને તલવારથી માનસિંહની સેનાને ઘેરી હતી!"

પ્રધાન: "એ તો ખરેખર આશ્ચર્યકથા!

દુર્જયસિંહ: "આશ્ચર્ય કંઇજ નથી, તેઓ ભીલ નહોતા. કેટલાક રાઠોડ યોદ્ધાઓ ભીલવેશમાં આવ્યા હતા; તેમના સરદારને મેં ઓળખ્યો હતો, તે પેલોજ યુવક હતો. ચિતોડનાશને સમયે જયમલ્લની પાસે તિલકસિંહને યુદ્ધ કરતો મેં જોયો હતો, અસુરબળે ચિતોડના દરવાજાનું રક્ષણ કરતો મેં જોયો હતો; તિલકસિંહનો બાળક યુદ્ધમાં પિતાથી પાછો નથી."

મન્ત્રીનું મુખમંડળ ગમ્ભીર બની ગયું. દુર્જયસિંહ વળી બોલવા લાગ્યો: "એ હલદીઘાટના યુદ્ધમાં બાળક તેજસિંહને દેખી મારા હાથમાંનો ભાલો કમ્પી ઉઠ્યો. દુર્જયસિંહનો ભાલો વ્યર્થ તો ના જાય; એક ઘાથી દુર્જયસિંહનો સદાનો શત્રુ જગતમાંથી ઉઠી જાત! પણ આહેરિયાનો દિવસ સાંભરી આવ્યો ને ભાલો હાથમાંજ રહ્યો."

પ્રધાન: "આહેરિયાને દિવસે બાળકે આપનો પ્રાણ બચાવ્યો, એટલાજ માટે શું તે બાળક અવધ્ય?"

દુર્જયસિંહ: "ના, એમ નહિ. વિદેશી શત્રુઓ હજી ઉભા છે એમ માની તેજસિંહે આહેરિયાને દિવસે મારી પ્રાણરક્ષા કરી હતી; વિદેશી શત્રુઓ મોજુદ હોય ત્યાં સુધી દુર્જયસિંહ ગૃહરુધિરમાં પોતાના હાથ ના બોળે."

પ્રધાન: "ત્યારે શોધ શા માટે કરાવો છો?"

દુર્જયસિંહ: "જે દિવસે દિલ્હી સાથે યુદ્ધ સમશે, તે જ દિવસે દુર્જયસિંહ હૃદયનો કાંટો ખેંચી કાઢશે. તેથી

તેની સ્થિતિ પ્રથમથી જ જાણી રાખવી આવશ્યક છે.”

પ્રધાન: શોધ કરવામાં તો કંઇ બાકી રાખી નથી, પણ આજ સુધીના એ સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા છે. પ્રભુએ ત્રીજી વાર એને કયાં જોએલો?”

દુર્જયસિંહે અનેક ક્ષણ સુધી એ પ્રશ્નનો ઉત્તર દીધો ના, તેની ભૃકુટી ધીરેધીરે વાંકી થવા લાગી. અનેક ક્ષણ પછી દુર્જયસિંહે ક્રોધકમ્પિત સ્વરે મંત્રીને પ્રશ્ન કર્યો: “આજે ચારણનું ગીત સાંભળ્યું તે ગીતનો શો અર્થ?”

મંત્રી: “ચારણે ચિતોડનો ઉદ્ધાર કરવાનું ગીત ગાયું હતું.”

રોષથી દુર્જયસિંહે ઉત્તર આપ્યો: “મન્ત્રીપદ મિથ્યા ગ્રહણ કર્યું છે! ત્યાં સુધી તો મને પણ સન્દેહ હતો, પણ હવે સન્દેહ દૂર થયો છે. આંખ ભૂલ કરે, પણ વૈરપૂર્ણ હૃદય ભૂલ ના કરે! એ ચારણને દેખ્યો ત્યારથી બળતી હોળીની પેઠે મારા હૃદયની વૈરવૃત્તિ જાગ્રત થઇ છે! મન્ત્રીવર, એ તીવ્ર ગીત ચિતોડનાશનું નહોય, એ તો દુર્જયસિંહને હાથે નાશ પામેલા સૂર્યમહેલનું હતું! જટાવાળો તે જ્વલન્ત નયનધારી ચારણ નહોય; એ તો તિલકસિંહનો પુત્ર તેજસિંહ.”

---

# ઉદ્યાનનું પુષ્પ

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै-
रनाविद्धं रत्नं मधुनवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

— अभिज्ञानशाकुन्तलम् —

પાઠક! ચાલો આપણે દુર્જયસિંહને મહેલેથી થોડે દૂર એ જ પર્વત ઉપર બીજે એક સ્થાને જઈએ. ચન્દ્ર ઉગ્યો છે, એટલે જતાં કષ્ટ નહિ પડે. જો થાક્યા હો તો સુન્દર પુષ્પોદ્યાનમાં જરા વિશ્રામ કરજો.

મધ્ય રાત્રિ વીતી ગઇ છે, તથાપિ એ નિ:શબ્દ રજનીમાં અત્યારે પણ સૂર્યમહેલપર્વતની ઉપર એક રાજપુત-બાલિકા એકલી ફરે છે. બાગમાં જીવમાત્ર નથી, શબ્દ-માત્ર નથી; બાલિકા એકલી એ સ્નિગ્ધ ચન્દ્રિકામાં ફરે છે. કદી સ્થિર ઉજ્જવલ નયને એ નીલ નભોમણ્ડળ તરફ જુએ છે, કદી એકાદ બે સુન્દર શિશિરસિક્ત પુષ્પને તોડે છે, કદી ચિન્તાતુર થઇ એક બે ગીતના કેટલાક અંશો મૃદુસ્વરે ગાય છે.

એ દીર્ઘાકૃતિ સુન્દરીને ચન્દ્રિકામાં એકલી જોઇને કોઇને એમ ન લાગે કે એ કોઇ માનવબાલિકા હશે, એમ જ લાગે કે ચન્દ્રલોકવાસિની ઉદ્યાનવિહારિણી અપ્સરા હશે. એનું વય ચૌદેક વર્ષનું હશે. મુખમણ્ડળ અતિશય સુન્દર, લલાટ વિશાળ, નયન ઉજ્જવલ અને તેજઃપૂર્ણ, મુખમણ્ડળ અને શરીર લાવણ્યમય અને પુષ્પ જેવાં કોમળ હતાં. એનું નામ પણ પુષ્પકુમારી હતું. મુખ બરાબર અવલોક્યું હોય તો જણાય કે બાલ્યાવસ્થાથી જ કોઇ વિલક્ષણ ચિન્તાએ એ લલાટમાં વાસ કર્યો છે. નયન બરાબર અવલોકયાં હોય તો જણાય કે કોઇ અચિન્તનીય શોકે એ સુન્દર નયનોમાં વાસ કર્યો છે.

ચન્દ્રકિરણોએ પોતાનો રૂપેરી રસ વૃક્ષપત્રો અને પુષ્પો ઉપર અસંકુચિત ભાવે–ઉદાર ભાવે–ઢોળી દીધો છે. પુષ્પો જાણે રાત્રે પોતાની છાતી ઉપરનું વસ્ત્ર દૂર કરી શીતળ વાયુથી હૃદય શીતળ કરતાં હોય એમ જણાય છે. પુષ્પકુમારીને રાત્રે શિશિરાક્ત પુષ્પો વીણવાં બહુ ગમે છે, તેથી જ ચન્દ્રે અજવાળ્યા આ ઉદ્યાનમાં પુષ્પ વીણવા એ આવી છે.

એ લલિત બાહુ ઉપર, એ ખુલ્લા સ્કન્ધ ઉપર, એ વિશાળ લલાટ ઉપર ચન્દ્રકિરણો હસે છે, વાળના ગુચ્છાઓમાં એ કિરણો ગુપ્ત રીતે પ્રવેશ કરે છે, વિશાળ ઉજ્જવલ નયનોને ચુમ્બે છે!

આ તે શું સત્ય કે સ્વપ્ન? આ તે કોઇ ચન્દ્રદેશની અપ્સરા જગતનાં પુષ્પ વીણવા ચન્દ્રલોકમાંથી ઉતરી આવી હશે? કે કલ્પનાશક્તિએ આ અપૂર્વ સુન્દર રજનીમાં આ એક માયામૂર્તિ મોકલી હશે? જગતના માનવીને તો આવા લલિત બાહુ, આવું સુગોળ લલાટ, આવા સુન્દર પાતળા રક્તવર્ણ હોઠ, આવાં ચન્દ્રકિરણ જેવાં ઉજળાં પ્રશાન્ત સ્નેહગર્ભ નયન ના હોય! રજનીનો શીતળ વાયુ ગાલ પર પડેલા એક બે વાળગુચ્છ સાથે ધીરેધીરે રમત કરે છે, ચન્દ્રનાં કિરણો આ એકાન્ત જોઇને હોઠનો પરિમલ ચસ્ચસાટ ચુસે છે.

અકસ્માત એ શાન્ત રાત્રિમાં દૂરથી એક વીણાસ્વર સંભળાયો. સ્વર્ગીય સંગીત પોતાની વીણા લેઇ જગતને બે ક્ષણ મુગ્ધ કરવા ન આવ્યું હોય એમ લાગતું હતું! વળી ધીરેધીરે લય પ્રાપ્ત થયો. સંગીતની સાથે સંગીતને પણ લજાવે એવે સ્વરે એક નામનું ઉચ્ચારણ થયું: 'પુષ્પ!'

શાન્ત રજનીમાં એ મધુર શબ્દે પુષ્પકુમારીના કાનમાં પ્રવેશ કર્યો, આઘાત કર્યો. ચકિત થઇ કુમારીએ પાછું જોયું, પુષ્પે એ સ્નિગ્ધ પ્રશાન્ત નયનો ફેરવ્યાં, ડોક કંઇક વાંકી કરી, બીડાએલા હોઠ જરા પહોળા કર્યા, ફરી શબ્દ ઝીલવા ઉત્સુક બની હોય એવી સર્વ ચેષ્ટા કરી.

ફરી સંગીતશબ્દ સંભળાયો, ફરી નામ ઉચ્ચારાયું: 'પુષ્પ!'

જે દિશામાંથી સંગીતશબ્દ આવતો હતો, તે દિશામાં પુષ્પકુમારીએ જોયું. કિલ્લાની બહાર એક નિર્મળ વૃક્ષ તળે બેશી એક ચારણને વીણા ઉપર ગીત આરમ્ભતો જોયો. પુષ્પને ચારણનાં ગીત બહુ ગમતાં; ધીરે ધીરે ચારણની પાસે આવી એક વૃક્ષને ઓથે રહી ગીત સાંભળવા લાગી:

"રાજપુતસુન્દરીઓ! પ્રાચીન કાળનાં ગીત સુણો, સત્યપાલનનાં ગીત સુણો. સાત વર્ષની એ બાળાએ દશ વર્ષના રાઠોડબાળને વચન દીધાં, કે: 'વરૂં તો તમને વરૂં, બીજા ભાઇ ને બાપ!' રાજપુતબાળાએ વચન પાળ્યાં; તે બીજા કોઇને વરી ના રાજપુતબાળા તે વળી વચન તોડતી હશે કે?

"ગગનમાં દુ:ખનાં વાદળાં ચઢી આવ્યાં. કોઇ કહેશો એ બાળક કયાં ગયો? યુદ્ધમાં સુતો કે જળમાં ડુબ્યો? કોઇ કહેશો એ બાળક કયાં ગયો? જગત એને વિસરી ગયું. રાજપુતબાળા પણ વિસરી ગઇ? રાજપુતબાળા તે વળી વચન તોડતી હશે કે?

"ચન્દાવતકુળને વીરે એ બાળાને વરવાના અભિલાખ બાંધ્યા. વીરનું ઐશ્વર્ય અતુલ હતું, પરાક્રમ અસીમ હતું, એના યશથી દેશ છવાઇ ગયો હતો! બાલિકાએ એ બધાથી શું મોહ પામી વચન તોડયું કે? રાજપુતબાળા તે વળી વચન તોડતી હશે કે?

"ચન્દાવતે બાળાને લોભ દેખાડ્યો; બાળાએ ઉત્તર આપ્યો: 'મેં તો રાઠોડને હૃદય અર્પ્યું છે.' ચન્દાવતે બાળાને ભય દેખાડ્યો; બાળાએ ઉત્તર આપ્યો: 'મેં તો રાઠોડને હૃદય અર્પ્યું છે.' ચન્દાવતે બળાત્કારે વરવાનો સંકલ્પ કર્યો; બાળા બોલી: 'ચન્દાવતને વરવું એના કરતાં તો મરવું ભલું.' રાજપુતબાળા તે વળી વચન તોડતી હશે કે?

"રાઠોડ ગયો ક્યાં કોઇ કહેશો? પર્વતકન્દરમાં વાસ કરે છે, ભિક્ષા માગી ભોજન કરે છે, મહારાણા માટે યુદ્ધ કરે છે; રાજપુતનારી જો સત્યવતી હોય તો રાજપુત વીર અવશ્ય જય પ્રાપ્ત કરશે. રાજપુતનારી જો સત્યવતી હોય તો રાઠોડ કદાપિ વચનભંગ નહિ કરે. રાજપુતબાળા તે વળી વચન તોડતી હશે કે?"

પુષ્પકુમારી આ ગીત સાંભળી સ્તબ્ધ બની ગઇ, જ્યાં સુધી ગીતનો સ્વર વાયુમાં લીન ના થઇ ગયો ત્યાં સુધી સ્તબ્ધ બની રહી. એ ગીતથી બાલિકાનું હૃદયતન્ત્ર કમ્પી ઉઠ્યું, હૃદયના ગૂઢ ભાવો જાગી ઉઠ્યા. પુષ્પ ધીરે ધીરે વૃક્ષને ઓથેથી બહાર આવી.

ચારણદેવે એ લાવણ્યમયી તરફ એકવાર જોયું, ફરી ભૂમિ તરફ દૃષ્ટિ કરી બોલ્યો: "આ શાન્ત રજનીમાં મારે ગીતે કુમારી પુષ્પને વ્યથિત કરી કે? વનવાસી ચારણનો શ્રોતા કોઇ નથી; કુમારી જો વ્યથિત થતી હોય તો આજ્ઞા કરે, ચારણ ફરી વનમાં જશે ને ત્યાં એકાન્તમાં પોતાનાં હૃદયગીત ગાશે."

અહા! સંગીત કરતાં પણ ચારણદેવની આ વાણી સુંદર ને નમ્ર છે. બોલતાં બોલતાં ચારણ વૃક્ષની છાયા-માંથી બહાર નિકળ્યો. ચન્દ્રપ્રકાશથી સુન્દર બનેલું ચારણ-નું કલેવર જોઇ પુષ્પ વધારે વિસ્મિત બની. યૌવનની તેજઃપૂર્ણ કાન્તિથી એ ઉન્નત શરીર પરિપૂર્ણ બની ગયું છે. વીણા દીર્ઘ બાહુને અનુપમ શોભા આપી રહી છે. ઉન્નત લલાટ અને ઉજ્જવલ નયનને ચન્દ્રકિરણો શોભા આપે છે; તથાપિ તે લલાટ અને તે નયન જાણે પરિશ્રમથી કે શોકથી કંઇક મ્લાન હોય, કંઈક ચિન્તાશીલ હોય એવાં જણાય છે. ચારણદેવ ફરી ભૂમિ તરફ દૃષ્ટિ કરી બોલ્યો: "કુમારી આજ્ઞા કરે તો ચારણ વનમાં પાછો જાય. કુમા-રીના કાનને મીઠું લાગે એવું ગીત તો એ ક્યાંથી ગાય?"

પુષ્પકુમારીથી હવે રહી શકાયું નહિ. ઘુમટામાંથી અસ્ફુટ શબ્દે બોલી: "ચારણદેવ, આ ગીત તમે ક્યાંથી શીખ્યા?"

પ્રથમની પેઠે જ ચારણ ધીમે ધીમે બોલ્યો: "ગુફામાં ને વનમાં જેનો વાસ છે, તેની પાસેથી ગુફામાં ને વનમાં શિખ્યો."

પુષ્પ: "ગુફામાં ને વનમાં કોનો વાસ છે?"

ચારણ: "જેણે પિતાનો કિલ્લો ગુમાવ્યો છે ને બાલ્ય-કાળથી વનવન રખડે છે તેનો."

પુષ્પકુમારીથી હવે રહી શકાયું નહિ. હવે જરા ઉચ્ચ સ્વરે બોલી: "ચારણદેવ! એક અભાગિની રાજપુત-બાળાની ધૃષ્ટતાને ક્ષમા આપજો, એ રાઠોડવીર હજી શું જીવે છે?"

ચારણ: "હલદીઘાટના યુદ્ધમાં રાઠોડની તલવાર દેખાઇ હતી, ફરી મ્લેચ્છો આવશે તો ફરી એ તલવાર દેખાશે."

પુષ્પકુમારીને આનન્દાશ્રુ આવ્યાં, બોલી: "પ્રભુ એમને કુશળ રાખો."

ચારણદેવે હવે પ્રશ્ન કર્યો: "દેવિ! ચારણની ધૃષ્ટતાને ક્ષમા આપો તો તે પણ કંઇક પ્રશ્ન કરે: એ રાઠોડને આપે કદી જોયો છે? જગત જેને વિસરી ગયું છે, બન્ધુ-બાન્ધવ જેને વિસરી ગયા છે, ભીલોની અને ભૂમિયાની ભિક્ષા ઉપર જીવન ટકાવી જે વનમાં ને પર્વતમાં વાસ કરે છે, તે રાઠોડને માટે ચિન્તા કરનારૂં જગતમાં હજી કોઇ એક માનવી છે?"

ચારણનો સ્વર કમ્પવા લાગ્યો, કણ્ઠ રૂંધાવા લાગ્યો; અતિ કષ્ટે અન્તે બોલ્યો: "હું પણ ગુફાવાસી છું, તેને ફરી મળવાનું પણ બનશે. કેવળ એટલા જ માટે પ્રશ્ન કરૂં છું કે તમારે એને કંઇ કહેવું છે?"

પુષ્પ: "કેવળ એટલું જ કહેવાનું છે કે રાજપુત-રમણી સત્ય પાલન કરી જાણે છે, રાજપુતબાળા સત્ય-પાલન કરશે!"

ચારણ: "ત્યારે એ રાઠોડ પ્રથમથીજ દેવીને પરિચિત છે?"

પુષ્પ જરા શરમાઇ, ધીમે ધીમે બોલી: "એ વીર આ અભાગિનીને અપરિચિત નથી."

અનેક ક્ષણ સુધી બન્ને ચુપ રહ્યાં. અનેક ક્ષણ પછી ચારણ ફરી બોલ્યો: "દેવિ! જે દિવસે મને તેજસિંહે એ ગીત શિખવ્યું હતું, તેજ દિવસે આ સોનાની વીંટી આપી મને આજ્ઞા કરી હતી કે: 'ગીતમાં વર્ણવેલી વીરબાળાનાં કદી દર્શન થાય તો મારી પ્રતિજ્ઞાના ચિહ્નસ્વરુપ આ વીંટી એને આપજે.' આજે દેવીનાં દર્શન થયાં છે; જો આજ્ઞા આપો, જો ધૃષ્ટતા ક્ષમા કરો, તો આ વીંટી આંગળીએ પહેરાવું."

દેવસ્વરૂપની પણ નિન્દા કરે એવા ચારણસ્વરુપ તરફ લજ્જાવતી પુષ્પકુમારીએ દૃષ્ટિ કરી. કંઇક કમ્પી હાથ લાંબો કર્યો; તેની દેહલતા કમ્પી. કેમ?

ચારણદેવે ધીરેધીરે વીંટી પહેરાવી દીધી, એ પુષ્પનિન્દિત કોમળ કરને અનેક ક્ષણ સુધી પોતાના કરમાં ધારણ કરી રાખ્યો. કુમારીએ આંખ મીંચી હતી, એને જણાયું કે ચારણનો દીર્ઘનિશ્વાસ તેના હાથ ઉપર પડે છે. ચારણના તપ્ત હોઠ એકવાર એ હસ્તનો સ્પર્શ કરતા હોય એમ જણાયું.

ચારણે ખરેખર શું એ ધૃષ્ટતા કરેલી? ના, એ તો માત્ર પુષ્પકુમારીની કલ્પનાજ હતી. ફરી પુષ્પે આંખ ઉઘાડી ને એ દેવનિન્દિત કલેવર તથા મુખમણ્ડળનાં દર્શન કર્યાં, એ ચન્દ્રકિરણોજ્જવલ વિશાળ નયનનાં દર્શન કર્યાં, કંઇક પ્રયત્નથી હાથ છોડાવી લીધો. ક્ષણવાર પુષ્પનું લલાટ અને સમસ્ત વદનમણ્ડળ ઉચ્છ્વાસથી રાતું થયું.

ચિત્તસંયમ કરી પુષ્પ પ્રથમની પેઠે અકમ્પિત સ્વરે બોલી: "ચારણદેવ, એ વીરપુરુષને બદલો અપાય એવું આભૂષણ તો મારી પાસે નથી, પણ એમની જોડે આપને ફરી મળવું થાય તો આ પુષ્પ એમને દાન કરજો."

---

## ૧૮

## વનનું પુષ્પ

गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालाम् ।
जातां मन्ये शिशिरमथितां पद्मिनीं वाऽन्यरूपाम् ॥

—मेघदूतम्—

પહોરેક રાત બાકી છે, એવે સમયે તેજસિંહ સૂર્યમંડલ પર્વત ઉપરથી ઉતરી, ચારણનો વેશ ત્યજી, ભીમચન્દ ભીલના પાલ પાસે થઇ પેલા પર્વતસરોવરમાં પ્રાત:સ્નાન

કરવા ગયો. સરોવરને કાંઠેથી ભીલભાષામાં એક ગીત સંભળાયું. રાત્રિને સમે એ કોણ ગાતું હશે? ઉત્સુક થઈને સરોવર પાસેની ઝાડીમાં પેઠો. એક પત્થર ઉપર ચન્દ્રકિરણોમાં બાલિકા એ વનમાં ફૂલ વીણતી હતી, અને વચ્ચેવચ્ચે ગીત ગાતી હતી; આશ્ચર્યસહિત એને ઓળખી કે એ તો ભીમચંદની કન્યા છે!

ક્ષણેકવાર ઉભા રહી તેજસિંહે સાદ કર્યો: "બાલિકા!"

બાલિકાએ તેના તરફ જોયું, હશીને બોલી: "હું તમારે માટે વનનાં ફૂલ વીણું છું."

તેજસિંહ: "આ શું, બાલિકા! અત્યારે રાત્રે એકલી તું આ સ્થાને ફૂલ વીણે છે! મારી સાથે ઘેર ચાલ."

બાલિકા: "તમને 'પુષ્પ' બહુ ગમે છે, તેથી પુષ્પ વીણું છું."

બાલિકા હશી પડી! તેજસિંહની ભૃકુટી વાંકી વળી, તે કંઇ બોલ્યો નહિ.

બાલિકા ફરી હશીને બોલી: "મારી આ માળા લેશો કે નહિ?"

તેજસિંહ: "લેઇશ વળી, લાવને!"

બાલિકા: "હું પહેરાવું."

તેજસિંહ: "લાવ, પછી ઘેર ચાલ."

ચારણે ખરેખર શું એ ધૃષ્ટતા કરેલી? ના, એ તો માત્ર પુષ્પકુમારીની કલ્પનાજ હતી. ફરી પુષ્પે આંખ ઉઘાડી ને એ દેવનિન્દિત કલેવર તથા મુખમણ્ડળનાં દર્શન કર્યાં, એ ચન્દ્રકિરણોજ્જ્વલ વિશાળ નયનનાં દર્શન કર્યાં, કંઇક પ્રયત્નથી હાથ છોડાવી લીધો. ક્ષણવાર પુષ્પનું લલાટ અને સમસ્ત વદનમણ્ડળ ઉચ્છ્વાસથી રાતું થયું.

ચિત્તસંયમ કરી પુષ્પ પ્રથમની પેઠે અકમ્પિત સ્વરે બોલી: “ચારણદેવ, એ વીરપુરુષને બદલો અપાય એવું આભૂષણ તો મારી પાસે નથી, પણ એમની જોડે આપને ફરી મળવું થાય તો આ પુષ્પ એમને દાન કરજો.”

---

## ૧૮

## વનનું પુષ્પ

गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालाम् ।
जातां मन्ये शिशिरमथितां पद्मिनीं वाऽन्यरूपाम् ॥

—मेघदूतम्—

પહોરેક રાત બાકી છે, એવે સમયે તેજસિંહ સૂર્યમહેલ પર્વત ઉપરથી ઉતરી, ચારણનો વેશ ત્યજી, ભીમચન્દ ભીલના પાલ પાસે થઈ પેલા પર્વતસરોવરમાં પ્રાતઃસ્નાન

ફરી બાલિકાએ પ્રશ્ન કર્યો: "આટલી રાત્રે એકલા ક્યાં ગયા હતા?"

તેજસિંહ: "કેમ?"

બાલિકા: "માર્ગમાં ભય છે ને!"

તેજસિંહ: "શેનો ભય?"

બાલિકા: "ચોરનો."

તેજસિંહ: "મને તો કંઈ ખબર નથી!"

બાલિકા: "તમારી કંઇ ચોરી નથી થઇ?"

તેજસિંહ: "ના."

તેજસિંહના સમસ્ત શરીરનું અવલોકન કરી બોલી: "ત્યારે તમારા હાથની વીંટી ક્યાં ગઇ?"

હવે તેજસિંહ બરાબર ગભરાયો. શું આ ભીલબાળા સર્વ જાણે છે? એણે સર્વ દીઠું છે? બાલિકા શું સન્તાતી સન્તાતી સાથે આવી હશે? વીંટી આપી તે એણે શું જોઇ હશે? ના, એવો તો કંઈ સમ્ભવ જ નથી, એ તો માત્ર આ પત્થર ઉપર બેશી ફૂલ વીણ્યા કરતી હતી!

તેજસિંહને વિચારમાં પડેલો જોઇને ભીલકન્યા ખડખડ હશી પડી, બોલી: "કેમ? એક વસ્તુ તો ચોરાઇ છે ને?

તેજસિંહ: "ચોરી નથી થઇ, ક્યાંક મુકી આવ્યો હોઇશ."

બાલિકા: "ત્યારે હું શોધી કાઢું?"

બાલિકા: "આ શું ? તમારી છાતી ઉપર આ શું !"

તેજસિંહ; "આ તો ફૂલ છે."

બાલિકા: "ફેંકી દો."

તેજસિંહ: "કેમ ?"

બાલિકા: "એ તો બાગનું ફૂલ છે."

તેજસિંહ: "છો રહ્યું, ફેંકી ના દેવાય."

બાલિકા: "ત્યારે મારી આ માળા નહિ પહેરાવું."

તેજસિંહ: "કેમ ?"

બાલિકા: "માળા પહેરાવું તો ફૂલને ખોટું લાગે."

ચકિતસ્વરે તેજસિંહે પ્રશ્ન કર્યો: "શા માટે ?"

બાલિકા: "બાગનું ફૂલ તો મોટું માણસ, વનનું ફૂલ ગરીબ માણસ. વનના ફૂલની માળા ગળામાં દેખે તો બાગના ફૂલને ખોટું લાગે."

બાલિકાના શબ્દોનો અર્થ તેજસિંહ કહી બરાબર સમજી શકતો નહિ. ફરી પ્રશ્ન કર્યો: "ફૂલને તે વળી ખોટુ લાગતું હશે કે ?"

બાલિકા: "ના લાગે ? ત્યારે તમે ફૂલ ફેંકી દેતાં ડરો છો કેમ ?"

તેજસિંહ ચુપ થઇ ગયો.

"હૃદયનયનો શોભાથી ને સુગન્ધથી ઠારતાં,
ઠરત હૃદયે પામે સ્થાનો સુગન્ધ અને પ્રભા;
વનફૂલ ચહે છાનું નિહાળવા રસસારને,
જીવનહીન એ શું નિહાળે જ? જીવન ધિક્તું!"

---

૧૯

## અન્ધકારમાં પ્રકાશચ્છટા

न पृथग्जनवत् शुचो वशं
वशिनामुत्तमगन्तुमर्हसि ।
द्रुमसानुमतां किमन्तरं
यदि वायौ द्वितयेऽपि तेचलाः ॥

— रघुवंशम् —

જણાવી ગયા છીએ કે શ્રાવણ માસના આરમ્ભમાં હલદીઘાટના યુદ્ધમાં ચૌદ હજાર રાજપુતોએ સ્વદેશરક્ષાને માટે લોહી રેડ્યું. એ વર્ષે વરસાદને લીધે મોગલો કંઇ કરી શક્યા નહિ, અને તેથી મેવાડ ત્યજી ચાલતા થયા. પ્રતાપસિંહને કેટલાક માસ સુધી વિરામ મળ્યો.

માહ માસમાં વળી શત્રુઓ દેખાયા. વીરશ્રેષ્ઠ પ્રતાપે ફરી યુદ્ધ આપ્યું, પણ મોગલસેનાની સંખ્યા બહુ હતી ને યુદ્ધ કરવું હવે નિરર્થક હતું. પરાજય પામી ફરી પ્રતાપ યુદ્ધક્ષેત્રમાંથી ચાલ્યો ગયો.

ફરિદખાં સેના લેઇને ચાવણ્ડ તોડવા આવ્યો. ઉંચા પર્વતો ને વિકટ જંગલને જિતી મુસલમાન યોદ્ધો મહા ઉલ્લાસે પ્રતાપને—ક્ષત્રીને—કેદ કરવા કરવા આવ્યો. એકદમ પ્રતાપની આજ્ઞા ગુપ્ત રીતે પર્વતોમાં ફરી વળી, સંકેતમાત્રથી પ્રતાપની સેના એનો અભિપ્રાય સમજી ગઇ. ફરિદખાંએ અકસ્માત ચારે દિશામાં રાજપુત સેના જોઇ. એ ગમ્ભીર પર્વતગુફામાંથી ફરિદખાં કે તેનો એક પણ સૈનિક પાછો ફરી શક્યો નહિ. સર્વે એ ગમ્ભીર પર્વતગુફામાં સમાઇ ગયા!

વિપત્તિ જેમ જેમ ચારે દિશામાં મેઘમાળની પેઠે ફરી વળવા લાગી, ભાવિ ગગન જેમ જેમ અન્ધકારથી કાળું થવા લાગ્યું, દ્રવ્ય, સૈન્યસંખ્યા, દુર્ગસંખ્યા જેમ જેમ ઘટવા લાગી, તેમ તેમ નિર્ભય અને ઉગ્ર પ્રતાપસિંહનું સાહસ ને ઉદ્યોગ દિવસે દિવસે વધવા લાગ્યો, શુકલપક્ષના ચન્દ્રની પેઠે દહાડે ના વધે એટલો રાતે વધે ને રાતે ના વધે એટલો દહાડે વધે. સમસ્ત જગતની વિરૂદ્ધ સિસોદિયો પ્રતાપ—બાપા રાવળનો પ્રતાપ—હાથમાં તલવાર પકડી પર્વત ઉપર ઉભો છે! પર્વતને પત્થરે પત્થરે પોતાના હૃદય ઉપર પ્રતાપનું નામ કોતરી રાખ્યું છે! જાઓ જુઓ જેને જોવું હોય તે મેવાડમાં!

ભાવિ ગગન હજી પણ વાદળાંથી ઘેરાતું ચાલ્યું, કાળું થતું ચાલ્યું. એ અન્ધકારમય ગગનમાં વિજળીની પેઠે પ્રતાપનું સાહસ ચમકારા મારી રહ્યું હતું હતું. દિલ્લીના

દરવાજા સુધી એ ચમકારા પહોંચતા હતા. એ પ્રકાશ-ચ્છટાથી સમસ્ત જગત ચમકી ઉઠ્યું!

ફરી વરસાદના દહાડા આવ્યા, માનસિંહના ને મોગલોના એ વર્ષના પ્રયત્નો પણ વ્યર્થ થયા, એ વર્ષે પણ મેવાડ ત્યજી તેમને દિલ્હીમાં જઇ રહેવું પડ્યું.

---

## ૨૦

## અસ્થાયી જગતમાં સ્થાયિત્વ

शास्त्रेण रक्ष्यं यदशक्यरक्ष्यं न तद्यशः शस्त्रभृतां क्षिणोति ॥

—रघुवंशम्—

ફરી વસન્તકાળ આવ્યો ને તીડોની પેઠે મોગલોને મેવાડમાં લેતો આવ્યો. પણ હજીયે પ્રતાપસિંહ સિસોદિયાનું નામ રાખશે, પ્રતાપસિંહ સ્વદેશની સ્વાધીનતા રાખશે!

ફરી પર્વત અને ખીણો મોગલોથી ઢંકાઇ ગઇ, ફરી કિલ્લાઓ એકે એકે શત્રુઓના હાથમાં પડવા લાગ્યા, ફરી પર્વતગુફાઓમાંથી અલ્પસંખ્યક ધીર વીર રાજપુતોને પજવી તેમને કાઢવા લાગ્યા, પણ હજીયે પ્રતાપસિંહ સિસોદિયા-નું નામ રાખશે, પ્રતાપસિંહ દેશની સ્વાધીનતા રાખશે.

એ વર્ષ ગયું; નવું વર્ષ આવ્યું, એય ગયું:

નવું વર્ષ આવ્યું, યુદ્ધપ્રવાહ નિરન્તર ચાલ્યો, એનો અન્ત આવ્યો ના; મેવાડ જીતાયું ના!

રોજરોજ દિલ્હીથી નવી સેના આવતી ગઇ, રોજરોજ વધારે બળથી મેવાડ પર હલ્લો કરતી ગઇ. ભારતવર્ષના ઉત્તમ ઉત્તમ સેનાપતિઓ સુશિક્ષિત સેનાને લેઇ મેવાડ જિતવા ચાલ્યા, પણ નિર્ભય ઉગ્ર પ્રતાપને પહોંચે એવો સેનાપતિ ભારતવર્ષમાં કોણ હતો? મેવાડ જીતાયું ના!

મેવાડનો મહારાણો, રાજપુતકુળશિરોમણિ મહારાણો પર્વતગુફામાં ભીલોની સાથે વાસ કરે છે, મેવાડની મહારાણી ને પાટવી કુંવર ભીલોની ભિક્ષા ઉપર જીવે છે. શત્રુ આવ્યાના સમાચાર સાંભળી ભીખનો એ ટુકડો રોટલો પણ પડતો મુકી પર્વતોમાં નાસવું પડે છે. કોઇ વખત વનવાસી ભીલનું શરણું લેવું પડે છે, તો કોઇ વખત વનવાસી પશુની ગુફાનું શરણું લેવું પડે છે; રાજપરિવાર તાપસના ક્લેશને પણ તુચ્છ ગણે છે; ભયંકર શીતમાં, પ્રચણ્ડ ગ્રીષ્મમાં, ઘોર વર્ષામાં પર્વત વિના બીજો આશ્રય નથી; કદી કદી ખેતરની દુર્વા સિવાય બીજું ભોજન નથી; પણ તોયે એ તો પ્રતાપ! એટએટલાં કષ્ટ છતાં મેવાડની પેદાશનો પ્રતાપ પાછો હઠ્યો ના! મેવાડ જીતાયું ના!

પ્રતાપસિંહના પ્રતાપની કથાઓ દિલ્હીમાં સમ્ભળાઇ, સમગ્ર ભારતમાં સમ્ભળાઇ. શું હિન્દુ કે શું મુસલમાન, સર્વે જયજયનાદ કરી ઉઠ્યા. જેઓએ પ્રતાપની સાથે

યુદ્ધ કર્યું હતું, તેઓ પણ શત્રુનું વીરત્વ દેખી ધન્યવાદ આપ્યા વિના રહી શકયા ના!

મહાનુભાવ અકબર એ ક્ષત્રીની વીરત્વકથા સાંભળીને આશ્ચર્ય પામ્યો, એના દરબારીઓ પણ આશ્ચર્ય પામ્યા. દિલ્હીનું મણિમાણિક્યથી વિભૂષિત સિંહાસન દરિદ્ર પર્વત-કન્દરવાસી પ્રતાપસિંહના ગુણ ગાવા લાગ્યું! સમગ્ર ભારત જયજયનાદ કરી ઉઠયું!

પ્રતાપસિંહના વીરત્વની આલોચના કરવા બેશીએ તો પ્રાચીન ભારતવર્ષની વાતો સાંભરા આવે, મહાભારતના વીરોની વાતો સાંભરી આવે. પ્રતાપસિંહે કોઇ સમરથીની સામે તલવાર ઉંચકી નહોતી, એણે તો સપ્તકોટિ લોકના અધીશ્વર અકબર સામે તલવાર ઉંચકી હતી! વળી તેણે એક દિવસ કે અર્જુનની પેઠે અઢાર દિવસ યુદ્ધ કર્યું ન હતું, એણે તો પચીશ વર્ષ સુધી દેશરક્ષાને ને સ્વાધીનતા રક્ષાને કાજે યુદ્ધ કર્યું હતું! એ પચીસ વર્ષો પછી પણ એણે જીવનદાન જ કર્યું, પ્રિય સ્વાધીનતાનું દાન તો નાજ કર્યું!

પ્રતાપસિંહની વીરત્વકથા કોઇ નવલકથા કરતાં પણ વિસ્મયકર છે, પણ એ નવલકથા નથી. વિશ્વાસ ના હોય તો નીચેની કવિતા વાંચો. એ કવિતા અમારી અસાર લેખણમાંથી નિસરી નથી, પ્રતાપસિંહના પરમશત્રુ અકબરશાહના દરબારના મુખ્ય દરબારી ખાનખાનાને એ દરિદ્ર હિન્દુના ગુણ ગાવા લખી હતી; વાંચો ત્યારે ખાનખાનાનની એ કવિતા:

"અહા! ફાની દુનિયા આ ઘડીમાં સૌ જનારી છે;
ન દૌલત આ રહેનારી, જમીનોયે જનારી છે.

"મગર વીરોની દાનાઇ, વળી ઉમદાઇ રે'નારી;
પ્રતાપે એ જમીનોને અને દૌલત ઉડાવી છે.

"પરન્તુ ના મુસ્લીમને ઝુકાવ્યું શીર એ વીરે;
નથી કોઇ વીર હિન્દુસ્તા–નના ક્ષત્રી મહીં એવો.

"સહુ ક્ષત્રી તણી માઝા પ્રતાપે આજ રાખી છે;
અહા! ફાની દુનિયા આ, તહીં ઉમદાઇ રે'નારી."

---

૨૧

## અપરિચિતા

का स्विदवगुण्ठनवती ?

— अभिज्ञानशाकुन्तलम् —

દિને દિને, માસેમાસે, વર્ષેવર્ષે, આવું ભીષણ યુદ્ધ થવા લાગ્યું, મેવાડનું આકાશ મેઘચ્છાયાથી વધારે ને વધારે ઘેરાતું ચાલ્યું. શત્રુઓ તીડોની પેઠે નગર, ગામ અને પર્વત ઉપર છવાઇ ગયા. સર્વ કિલ્લાઓ શત્રુઓએ એકે એકે સર કર્યા. તથાપિ કન્દરવાસી પ્રતાપસિંહ રણમાંથી ખસ્યો ના, મેવાડ શત્રુઓનું થયું ના.

એક વાર સમસ્ત દિન સંગ્રામ ચાલ્યો. અસંખ્ય મોગલ સૈન્યે પ્રતાપને ઘેરી લીધો, પ્રતાપસિંહ તોપણ ઘેરાએલા સિંહની પેઠે યુદ્ધ કરતો હતો. કદી એક પર્વત ઉપરથી બીજા પર્વત ઉપર સરી જતો, કદી વળી સ્વચ્છ ગગનમાંથી વજ્ર અકસ્માત તુટી પડે તેમ તે શત્રુ ઉપર અણધાર્યો તુટી પડતો. સમસ્ત દિન સંગ્રામ ચાલતો, વિષમ યુદ્ધ રાત્રે પણ શાન્ત પડતું ના.

મધ્યરાત્રિના અંધકારમાં કેટલાક ભીલ અતિ સાવધાનતાથી એક મિયાનો લેઈ પર્વત ઉપર ચઢતા હતા. રાત્રિના અન્ધકારમાં મનુષ્ય મનુષ્યને દેખી શકતો નહોતો. એ દુર્ભેદ્ય અન્ધકારમાં ભીમચન્દના ભીલો ઝાડીમાં થઇ એ મિયાનો ભીમચન્દના પાલ તરફ લેઇ જતા હતા. આકાશમાં તારા નહોતા, જગત ઉપર પ્રકાશ નહોતો. એ અન્ધારી રજનીમાં વનથી ઘેરાએલે એ પર્વતમાર્ગે ભીલ વિના બીજું કોઇ જઇ શકે નહિ. ભીલનાં પગલાં સમ્ભળાતાં નથી, નિઃશ્વાસશબ્દ સમ્ભળાતો નથી. નિ:શબ્દે એ મિયાનો ભીમચન્દના પાલમાં પેઠો. એ પાલમાં એક ગુફા હતી; વાચક એ ગુફાનું એકવાર દર્શન કરી આવ્યો છે. મિયાનો એ ગુફામાં પેઠો. ભીલો મિયાનાને ત્યાં મુકી ચાલતા થયા.

વાચક પુષ્પકુમારીને તો હવે સારી રીતે ઓળખે છે. એ અન્ધારી રાત્રે ભીલો મિયાનામાં પુષ્પકુમારીને લેઈ આવ્યા હતા. એ અનન્ત યુદ્ધમાં રાણીઓને સૂર્યમહેલનાં સ્થાન નહોતું, દુર્જયસિંહનો પરિવાર ક્યારનોય કેદ

બીજા કિલ્લામાં જઇ રહ્યો હતો. આજ કોઇ અપરિચિત યોદ્ધાની આજ્ઞાથી પુષ્પને સૂર્યમહેલથી આ ગુફામાં આણવામાં આવી હતી.

ગુફાની અન્દર એક દીવો બળતો હતો. એ દીવાના પ્રકાશથી પુષ્પ આશ્ચર્યસહિત જોઇ શકી કે ત્યાં એક બીજી રાજપુતરમણી બેઠી છે. રમણીનું શરીર ઉંચું છે, કપાળમાં હીરાનો પ્રકાશ ચળક ચળક થઇ રહ્યો છે, નયનમાંથી નિર્મળ ઉજ્જવલ જ્યોતિ બહાર નિસરે છે, કંઠમાં એક મુક્તાહાર ઝુલે છે. ઉન્નત અવયવો અને જ્યોતિર્મય મુખમણ્ડળ જોઇને લાગે કે એ રાણીનો જન્મ કોઇ ઉચ્ચ કુળમાં થયો છે, તથાપિ પરિશ્રમથી, વા ક્લેશથી, વા ચિન્તાથી એ વિશાળ નયનોમાં આજે કંઇક કાળાશ આવી છે, એ સુન્દર લલાટમાં કંઇક રેખાઓ પડી છે. ગરીયસી વામાનું વય ચાળીશેક વર્ષનું હશે; વાચક તેને નહિ ઓળખતો હોય, પણ સારો મેવાડ તેને ઓળખે છે.

સૂર્યમહેલ છોડ્યા પછી પુષ્પકુમારીએ બીજી કોઇ નારીનું મુખ જોયું નહોતું, બીજી કોઇ નારીની સાથે એ વાત કરી શકી નહોતી. ભીલોના વાસમાં આવી તે ચકિત થઇ ગઇ હતી, ભીલોની ગુફામાં આવી તે ભયભીત બની ગઇ હતી! ગુફામાંના ઝાંખા દીવાના પ્રકાશથી તે કોઇએક રાજપુતરમણીને જોઇ શકી; જ્યારે તેનું રૂપલાવણ્ય અને મુખની સુન્દરતા અને મધુરતા જોઇ શકી ત્યારે પુષ્પના હૃદયમાં આશાનો સંચાર થયો. પુષ્પ ધીરેધીરે અપરિચિત

રમણીની પાસે આવી, તેના ચરણમાં પ્રણામ કરી બોલી: "દેવિ! હું ક્યાં આવી છું તે જાણી શકતી નથી, ક્યાં દેવીની પાસે હું ઉભી છું તે પણ જાણતી નથી. લાગે છે કે આપ કોઇ ઉચ્ચ વંશનાં રમણી છો, લાગે છે કે આ યુદ્ધને સમયે વિપદમાં પડી આ ગુફાનો આશ્રય લીધો છે, લાગે છે કે મારા ઉપર દયા કરીને મને પણ આ નિર્ભય સ્થાને આણી છે. આપ ગમે તે હો, હું આપને ચરણે છું, શરણે છું. મને આશ્રય આપો, પુષ્પકુમારી આશ્રયહીન અને અભાગણી છે."

પુષ્પકુમારીનો કરુણ સ્વર ને સજલ નયન જોઇ અપરિચિત રમણીએ વાત્સલ્યથી તેનો હાથ ઝાલ્યો ને તેને ઉઠાડી. તેને આશ્વાસન આપી બોલી: "મા પુષ્પ, આજે તારી જે અવસ્થા છે, તે જ મારી છે; ગુફા ભીલોની છે, ભીલોનો વિપદને સમયે મને આશ્રય છે. એક રાજપુત યોદ્ધા પણ આ ગુફામાં વાસ કરે છે, તે પણ મારી રક્ષા માટે યત્ન કરે છે. તેણે જ મને શત્રુના હાથમાંથી બચાવવાને માટે કેટલાક દિવસોથી અહીં આણી છે, તેણે જ તને શત્રુના હાથમાંથી બચાવવાને માટે આજે અહીં આણી છે. ઇચ્છા હોય તો મારી પાસે રહે; મારાં પુત્રકન્યા જો દુ:ખથી બચી શકશે, તો તું પણ બચી શકશે. એથી વધારે આશ્વાસન તો શું આપી શકું?"

એ વાત્સલ્યપૂર્ણ સ્નેહશબ્દ કોનો? પુષ્પે અનેક દિવસથી આવો સ્નેહશબ્દ સાંભળ્યો નહોતો. બહુ દિવસ પછી સ્નેહશબ્દ સાંભળી પુષ્પનું હૃદય દ્રવી ગયું. નિ:શબ્દે પુષ્પ

રુદન કરવા લાગી, અપરિચિત રાજપુતાણીનાં પદકમળ આંસુથી ભીંજાવી તેને શરણે રહી.

અપરિચિત રાજપુતનારી વધારે દયાથી આશ્વાસન આપવા લાગી: "શાન્ત થા. મારો સ્વામી મેવાડમાં અપરિચિત નથી. આ ભયંકર યુદ્ધના અન્ત પછી લાગે છે કે તે તને સહાયતા આપી શકશે."



## ૨૨

## ભવિષ્યદ્વાણી

लब्ध्या धरित्री तव विक्रमेण ज्यायांश्च वीर्यास्त्रबलैर्विपक्षः।
अतः प्रकर्षाय विधार्विधेयः प्रकर्षतंत्रा हि रणे जयश्रीः॥

— किरातार्जुनायम् —

**પેલી** અજાણી રમણી પુષ્પકુમારીની સાથે આમ કથાવાર્ત્તા કરે છે એવામાં નાહરા મગ્રોની વૃદ્ધ ચારણીદેવી એ ગુફામાં અકસ્માત્ આવી ઉભી.

ચારણદેવી આગળ આવી ધીરગમ્ભીર સ્વરે અજાણી સ્ત્રીને કહેવા લાગી: "દેવિ, આજે જાણ્યું કે આ અંધકારમય ભીમચન્દની ગુફા પવિત્ર અને પ્રકાશપૂર્ણ છે, એ

પ્રકાશનું દર્શન કરવા આવી છું. મહારાણિ! ઘુમટો ત્યાગ કરો, ચારણીની પાસે ઘુમટો અનાવશ્યક છે.

હવે મહારાણી પ્રતાપ સેંહની મહિષીએ ઘુમટો ખસેડી નાખ્યો. માનિની વામાની ઉજ્જ્વલ મુખકાન્તિથી એ પર્વતગુફા પ્રકાશપૂર્ણ બની ગઇ. એ ઉન્નત લલાટ મધ્યે હીરો ચળક ચળક કરી રહ્યો છે, એ ઉન્નત છાતી પર એક મુકતાહાર ઝુલી રહ્યો છે. પ્રતાપસિંહની મહારાણી ચારણી સાથે કથાવાર્ત્તા કરવા લાગી; સ્તબ્ધ થઇને પુષ્પ એ કથાવાર્ત્તા સાંભળવા લાગી.

રાણી: "ચારણીમાતા, આજે તમારાં દર્શનથી ઉદ્વેગ દૂર થયો, વિપદને દિને તમે અમને હમેશાં સહાયતા આપો છો. વિપદ અને સંકટ મહારાણાથી અજાણ્યાં નથી, મારાથી પણ અજાણ્યાં નથી; પણ આવો ઘોર સંકટસમૂહ પૂર્વે કદી મેવાડભૂમિમાં આવ્યો નહિ હોય. બહુ દિનથી મહારાણાજીને મળી શકી નથી, પુત્રકન્યાને લેઇને હું એક કિલ્લાથી બીજા કિલ્લામાં ભરાઉં છું, અન્તે કેટલાક દિવસથી આ ભીલોની ગુફામાં આવી રહી છું. અહીં પણ વિરામ નથી, લાગે છે કે તુર્કો આ સ્થળના સમાચાર પામી ગયા છે ને આ દિશામાં આવે છે. એ દૂર મેદાનમાં આજે મહારાણાજીને તુર્કો સાથે ભયાનક યુદ્ધ થયું છે, એ યુદ્ધ હજી યે પુરૂં થયું નથી, તુર્કોનો યુદ્ધનાદ હજી યે સમ્ભળાય છે. મારૂં હૃદય ચિન્તાતુર થયું છે; ચારણીમાતા, રાણાજીના કુશળ-સમાચાર આપી ચિન્તા દૂર કરો."

ચારણી: "મહારાણિ! શાન્ત થાઓ, ચિન્તા મા કરો. ઈશાની પોતે તમારા સ્વામીનુ રક્ષણ કરશે, તે કુશળ છે."

રાણી: "તમારા શબ્દોથી મને આશ્વાસન મળે છે, તમારા મુખમાં પુષ્પચંદન પડો. મેવાડની મહારાણી પોતાની વિપદથી તો ડરતી નથી, એ વિપદને તો તુચ્છ ગણે છે; શત્રુઓનો ઉપહાસ કરી, સિસોદિયાના ધર્મ પ્રમાણે જીવનત્યાગ કરી પોતાનું માન સાચવી જાણે છે. પણ રાજા અને રાજસંતાનને માટે જ મને ચિન્તા છે. મેવાડ પ્રદેશમાં રાજસંતાનોને માથું મુકવાનું સ્થાન નથી, મેવાડનાં રાજસંતાન શું તુર્કોના હાથમાં પડશે? મેવાડનો ઇતિહાસ હવે શું પૂરો થવાનો લખાયો છે?"

સન્તાનોની વિપત્તિ સાંભરી આવ્યાથી એ વીર હૃદય એક વાર દ્રવીભૂત થયું, એ ઉજ્જવલ નયનો એક વાર જળે ભરાઇ ગયાં. પુષ્પ પોતાનું દુઃખ અને વિપત્તિ ભૂલી ગઇ, એ દેવીતુલ્ય મહારાણીની સામે તે ભક્તિભાવે એકીટસે જોઇ રહી, મહારાણીની આંખનાં આંસુ જોઈ તેની આંખમાંથી પણ આંસુ નીકળી પડ્યાં.

ચારણી: "સિસોદિયા કુળમાં જ્યાં સુધી વીરત્વ છે, મેવાડનો ઇતિહાસ ત્યાં સુધી તો લુપ્ત થનારો નથી. મહારાણિ, શાન્ત થાઓ, રાજસન્તાનોને માટે હજી પણ નિર્ભય સ્થાન છે. ભીલો સિસોદિયાનું વિશ્વાસુ પાત્ર છે; મહારાણા ઉદયસિંહને આજ ભીલ સરદાર ભીમચન્દના પિતાએ

આજ ગુફામાં સ્થાન આપ્યું હતું, મહારાણા પ્રતાપસિંહના પરિવારને ભીમચંદ સ્થાન આપશે. મહારાણિ! શાન્ત થાઓ, આ ગુફાની પાસે જાઉરાની ખાણ છે, જાઉરાની ખાણની અંદર સૂર્યકિરણ પેશી શકતાં નથી, યુદ્ધનો શબ્દ પેશી શકતો નથી; મહારાણાનો પરિવાર ત્યાં સુખે રહી શકશે. આ કાળસમર જલદીજ શાન્ત થશે."

રાણી: 'ચારણિ, તમારા શબ્દોથી મને આશ્વાસન મળે છે. યુદ્ધથી, સંકટથી, રાજપુતનું હૃદય ચલિત થતું નથી, પણ બચ્ચાંઓની વાત સાંભરી આવ્યાથી એક વાર નારીનું હૃદય વ્યાકુળ થયું. જો બચ્ચાંઓ નિર્ભય રહે તો આ યુદ્ધ ભલે યુગાન્તર સુધી ચાલો; મેવાડનો મહારાણો એથી તો ડરતો નથી, મેવાડની રાણી એથી તો ડરવાની નથી. આ ભીલગુફા મને રાજમહેલ જેવી લાગશે."

ચારણી: "આ સ્થાનમાં રાજપરિવારને કંઇ દુઃખ પડવાનું નથી. કારણ કે આ ગુફા હાલ એક મુખ્ય રાજપુતયોદ્ધાનું આશ્રયસ્થાન છે."

રાણી: "એ તો સાંભળ્યું છે. એ રાઠોડ યોદ્ધેજ અમારૂં ભીમગઢમાં રક્ષણ કર્યું હતું, તેણેજ અમને ભયથી દૂર રાખવા આ ગુફામાં આણ્યાં છે. એ યોદ્ધા વિશે વિશેષ હકીકત જાણવાની ઇચ્છા થાય છે; શા માટે એ વીરચુડામણિએ બાલ્યાવસ્થાથી લોકવાસ તજી ભીલોની સાથે આ ગુફામાં વાસ કર્યો છે, કયું મહાવ્રત સાધવા માટે પર્વત-

વાસી ને અરણ્યવાસી બન્યો છે, તે જાણવાની ઇચ્છા થાય છે. અમારા આ સંકટમાં ને વિપદમાં તેની હકીકતો જાણવાનો અવકાશ મળ્યો નહિ, હકીકતો આપવાની તેને ઈચ્છા પણ નહોતી. પણ આ સંકટસમુદ્ર તરી જવાશે, ત્યારે દુઃખના એ બન્ધુને હું ભૂલી શકીશ નહિ, રાણાજી પણ ભૂલી શકશે નહિ.”

ઉદ્વેગથી પુષ્પનું હૃદય સ્તબ્ધ બની ગયું, તેનો શ્વાસ રૂંધાઇ ગયો. મહારાણી શું તે રાઠોડ યોદ્ધાની વાત કરે છે? એ રાઠોડ યોદ્ધો પિતાના કિલ્લાથી દૂર થયો ત્યારથી શું આ ભીષણ ગુફામાં જ વાસ કરે છે?

ચારણી: “દેવિ! એ યોદ્ધાનો લાંબો ઇતિહાસ બીજે કોઇ પ્રસંગે કહીશ, આજે ક્ષમા કરો. આજ માત્ર એટલું જ કહું છું કે ભીલપાલિત તેજસિંહના જેવો દુર્દમનીય યોદ્ધો અને વિશ્વાસુ અનુચર રાણાજી પાસે બીજો કોઈ જ નથી. તેજસિંહના હાથમાં જ્યાં સુધી તલવાર છે, તેજસિંહની નસોમાં જ્યાં સુધી લોહી વહે છે, ત્યાં સુધી આપને કંઇ સંકટ નથી.”

પુષ્પનું શરીર કમ્પી ઉઠયું, એનું હૃદય આનંદથી અને ઉલ્લાસથી નાચી ઉઠયું.

રાણી: “આકાશના દેવો તેજસિંહને સહાય થાઓ. દેવિ! અમે એની સ્વામીભક્તિનો શી રીતે બદલો આપી શકીશું?”

પુષ્પનું હૃદય ફરી ઉદ્વેગથી સ્તબ્ધ બની ગયું, તેનો શ્વાસ રૂંધાયો, ચારણીનો ઉત્તર સાંભળવાને ઉત્સુક બની ગઇ.

ચારણી: "મહારાણિ! એજ તેજસિંહની અનાથ વાગ્દત્તા પત્ની આપના ચરણ સમીપ છે! બાલિકા પુષ્પકુમારીને આશ્રય આપો, પુષ્પ જેવી વિશ્વાસિની સહચરી આપને બીજી મળવાની નથી. પુષ્પ! ઘુમટો ખસેડ, બેટા! ચારણી પાસે ઘુમટો નિરર્થક છે. જે સિસોદિયા જાતિની એકમાત્ર પૂજ્ય દેવી છે, જે સમસ્ત મેવાડ પ્રદેશને આશ્રય આપનારી છે, તે મહારાણીનો આશ્રય ગ્રહણ કર."

વિસ્મય અને લજ્જાથી આનન્દ અને ઉત્કંઠાથી પુષ્પકુમારી વિહ્વલ બની, તેનાં નયનમાં આનન્દાશ્રુ ભરાઇ ગયાં; રાણીજીના પગને વળગી પડી ને ભૂમિમાં આળોટવા લાગી, બોલવાની સ્ફુર્તિ રહી નહિ. મહારાણીએ અનેક શબ્દોથી આશ્વાસન આપ્યું ને પુષ્પને ઉઠાડી બોલી: "બેટા પુષ્પ, તને મેં પહેલેથીજ વચન આપ્યું છે કે તું મારી કન્યા છે, હું ત્હારી માતા છું; મારાં પુત્રકન્યા જો દુ:ખથી બચી શકશે તો તું પણ બચી શકશે, મેવાડની રાણી આજે એથી વધારે આશ્વાસન આપી શકતી નથી."

બીજી અનેક કથાવાર્તા કર્યા પછી મહારાણીએ ચારણી દેવીને ફરી યુદ્ધની કથા પુછી. ચારણીદેવીએ ઉત્તર આપ્યો: "મહારાણિ, ચિન્તા મા કરો. મેવાડનું આકાશ સ્વચ્છ થતું જાય છે. વીરત્વ અને અધ્યવસાયનો જય થયા વિના રહેનારો નહિ."

રાણી: "કેવી રીતે એ વિજય સાધી શકાશે એ જાણી શકાય?"

ચારણી: "અસ્ત્ર અને મન્ત્ર એ જ રાજાનું બળ છે. અસ્ત્રસાધના તો રાણાજીએ યથાશકિત કરી છે, હવે મન્ત્રી ભામાશાહ સહાયતા કરશે. ભામાશાહના સ્વામી-ધર્મથી મેવાડનો વિજય થશે.

રાણી: "દેવિ! તમારા વાકયથી મારા ચિન્તાતુર હૃદયમાં શાન્તિ થઇ, હવે એક વાત પુછવી છે."

ચારણી: "મહારાણી જે આજ્ઞા કરશે, તે ચારણી આનંદે પાળશે."

રાણી: "ચારણીદેવિ! તમારે મુખેં સાંભળવા ઇચ્છું છું, દિલ્લીનું સિંહાસન અને સમસ્ત હિંદુસ્થાન પૂર્વે રાજપુતોનું હતું, રાણો પૃથ્વીરાજ પૂર્વે દિલ્લીનો અધીશ્વર હતો, પચાસ વર્ષ ઉપર રાણા સંગ્રામસિંહે દિલ્લી લેવાને યુદ્ધ કર્યું હતું; હવે કદી અમે દિલ્લી લેઇ શકીશું? હિંદુસ્થાનના દૂર ભવિષ્યમાં શું લખ્યું છે? વિજય કોનો છે, તુર્કો કે સિસોદિયાનો?"

ચારણીદેવીએ અનેક ક્ષણ સુધી વિચાર કર્યો, સ્વચ્છ લલાટ સંકોચાવા લાગ્યું, ભ્રમર વાંકી વળી, દષ્ટિહીન સ્થિર નયનો અનેકક્ષણ સુધી ઉંચે તાકી રહ્યાં, અન્તે ચારણી ગંભીર સ્વરે બોલી: "મહારાણિ! હું વૃદ્ધ થઇ છું, મ્હારી દષ્ટિ બહુ ક્ષીણ થઇ ગઇ છે, ભવિષ્યના આ-

કાશમાં બહુ દૂર સુધી જોઇ શકતી નથી. અન્ધકારની પાછળ ઘન અન્ધકાર દેખાય છે! રાજપુતો બહુ દિન સુધી તુર્કોની સામે યુદ્ધ કરે છે, ત્યાર પછી રાજપુતો દક્ષિણવાસી હિન્દુઓની સામે યુદ્ધ કરે છે; ત્યાર પછી આ શું? મહાસમુદ્રમાંથી શ્વેત તરંગો ઉપર શ્વેત તરંગો આવી સમગ્ર ભારતવર્ષને ડુબાડી દે છે. ડોશીની દૃષ્ટિ દુર્બળ છે, એથી વધારે દૂર જોઇ શકતી નથી."

---

## સૂર્યમહેલનો નાશ

हाहाकारः समभवत् तत्र तत्र सहस्रशः ।
अन्योन्यं छिन्द्यतां शस्त्रैरादित्ये लोहितायति ॥

— महाभारतम् —

**શાને** માટે અને કેવી અવસ્થામાં રાજપરિવારને ભીલ ગુફામાં આશ્રય લેવાની આવશ્યકતા પડી તેનું વર્ણન કરવું હવે આવશ્યક છે.

મોગલો સામે યુદ્ધ કરવાના હેતુથી મહારાણા પ્રતાપસિંહ સપરિવાર સર્વદા કન્દરમાં અને પર્વતગુફામાં વાસ કરતા. મેવાડની મહારાણી સ્વામીની પેઠે સ્વદેશપ્રિય હતી, ક્લેશ-યાતનાને તુચ્છ ગણી પત્થરની ઉપર રાત્રે સુઇ રહેતી, જાતે રાંધીને બાળકોને જમાડતી, વિપત્તિને સમયે એક પર્વત-થી બીજા પર્વત ઉપર, એક ગુફામાંથી બીજી ગુફામાં પલાયન

કરતી ફરતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી. વનપશુની બખોલમાં મહારાણી આશ્રય ગ્રહણ કરતી, શિયાળામાં પર્વત ઉપર અગ્નિ સળગાવી બાળકોને તપાડતી વર્ષાકાળમાં કોઇ કોઇ વાર ગુફાઓમાં પાણી પેશી જતુ ને તે વારે મહારાણી બાળકોને કેડમાં લેઇ આખી રાત એક ખુણે ઉભી થઇ રહેતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી. ખેતરમાંની દુર્વાના રોટલા કરી બાળકોને ખવાડતી, કોઇ સમયે તે રોટલા પણ શત્રુભયે ત્યાં જ પડતા મુકીને કોઇ સ્થાને ને ત્યાંથી વળી બીજે સ્થાને પલાયન કરી જવું પડતું; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી.

આવાં અસહ્ય કષ્ટ સહન કરીને પણ રાણાજી મોગલોને પ્રતિવર્ષ યુદ્ધ આપ્યા જતા. ધીરે ધીરે સમસ્ત કિલ્લા, સમસ્ત ખીણો, સમસ્ત પર્વતો શત્રુના હાથમાં જઇ પડ્યાં, વિશાળ મેવાડરાજ્યમાં પ્રતાપસિંહને મસ્તક મુકવાનું પણ સ્થાન ના રહ્યું. અન્તે ચન્દાવત દુર્જયસિંહના સૂર્યમહેલમાં પોતાનો પરિવાર રાખ્યો, અને પોતે થોડી સેના લઈ ગુપ્ત રીતે શત્રુઓ પર અચાનક હુમલા કરવા લાગ્યા.

રાજપરિવારને માટે સમ્માનપૂર્વક પોતાનો રાજમહેલ દુર્જયસિંહે સોંપી દીધો. અસંખ્ય મોગલ શત્રુઓ આવ્યા ને સૂર્યમહેલને ઘેર્યો. મેવાડના મુખ્ય યોદ્ધાઓમાંથી કેટલાક પ્રતાપસિંહની સાથે રહ્યા ને કેટલાક સૂર્યમહેલનું રક્ષણ કરવા લાગ્યા.

તેજસિંહ સૂર્યમહેલમાં જ રહ્યો. વિપદના સમયમાં રાજપુત રાજપુતનો ભાઇ છે. દુર્જયસિંહે નિઃસંકોચે તેજસિંહને અને તેના રાઠોડોને સૂર્યમહેલમાં પેસવા દીધા; કારણકે તેજસિંહ રાજપુત છે, વિશ્વાસઘાતકતાને ઓળખતો નથી, રાજકાર્યની સિદ્ધિને માટે કિલ્લામાં પ્રવેશ કરી પોતાનો મન્ત્ર સાધી લે નહિ. તેજસિંહ નિઃસંકોચે શત્રુદુર્ગમાં શત્રુસેના વચ્ચે પોતાની નાની સેના લેઇ રહેવા લાગ્યો; કારણકે દુર્જયસિંહ રાજપુત છે, વિદેશીય યુદ્ધના સમયમાં તેજસિંહ ઉપર કદાપિ હાથ ઉગામે નહિ.

તેજસિંહ અને દુર્જયસિંહ બન્ને અસાધારણ સાહસી છે, પરન્તુ એકબીજાની હાજરીમાં તો એથી યે વધારે વીરત્વ દેખાડવા લાગ્યા. જે સ્થાને અતિશય વિપદ હોય, જે સ્થાને શત્રુઓ અસંખ્ય બળે હલ્લો કરતા હોય, તે સ્થાને જઇ પહોંચવાના તેજસિંહ અને દુર્જયસિંહ બન્ને અતિશય પ્રયત્નો કરતા; કારણકે રાઠોડો ચન્દાવતો કરતાં નિર્બળ નહોતા, ચન્દાવતો રાઠોડો કરતાં નિર્બળ નહોતા. એક દિવસ રાત્રિયુદ્ધમાં શત્રુઓએ કિલ્લાનો એક દરવાજો તોડી નાખ્યો અને તે દરવાજે થઇને મોગલોએ નગરમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન આદર્યો. દરવાજાની રક્ષકસેના તો મૂઢ થઇ, એટલામાં તેજસિંહ પોતાના થોડા રાઠોડોને લેઇ વજ્રનાદે શત્રુઓ ઉપર તુટી પડ્યો, ને અસુરબળે તેણે મોગલોની ગતિ અટકાવી. અમાનુષિક વેગે શત્રુસેનાને છિન્નભિન્ન કરી નાખી ને દરવાજા બહાર હાંકી કાઢી. પોતે પણ દરવાજા બહાર નિકળી પડ્યો ને સંકેત પ્રમાણે દર-

વાજો દેવાઇ ગયો, એટલે ફલંગ મારી કિલ્લા ઉપર ચઢી ગયો ને ત્યાંથી રુધિરરક્ત દેહે નગરમાં પેશી ગયો. એ અસાધારણ વીરત્વ દેખીને નગરવાસીઓએ જયનાદથી નગર પુરી કાઢયું. દુર્જયસિંહે એ વીરત્વ જોયું, એ જયનાદ સાંભળ્યો; પ્રભાત થયા કે નગરનો દરવાજો ઉઘાડી નાખવાની તેણે આજ્ઞા કરી. માત્ર બસો ચન્દાવતો લેઇ દુર્દમનીય તેજે એકદમ પાંચસો મોગલોને ઘેરી લીધા. ઘેરાએલા મોગલો છિન્નભિન્ન થઇ ગયા ને પર્વત ઉપરથી ઉતરી નાઠા. અસીમ સાહસી ચન્દાવતો ફરી કિલ્લામાં પેશી ગયા ને દરવાજા બંધ કરી દીધા. ચન્દાવતોનું એ અસાધારણ વીરત્વ દેખીને નગરવાસીઓએ જયનાદથી નગર પુરી કાઢયું.

એમ પરસ્પરના વીરત્વથી નાદે ચડી અસાધારણ વીરત્વ દર્શાવવા લાગ્યા. રાત્રિસમયે શય્યાને તુચ્છ માની ચન્દ્ર કે મશાલોના પ્રકાશથી બન્ને કુળો કિલ્લાની ભીંત ઉપર ચોકી કરતાં, શત્રુસેનાનું અવલોકન કરતાં, શત્રુના હલ્લાની વાટ જોતાં અને પોતપોતાના યોદ્ધાઓને ઉત્સાહ આપતાં. શત્રુઓને અસાવધાન જોતાંજ બન્ને સેનાઓ મળી જતી ને શત્રુ ઉપર તુટી પડતી, શત્રુસેનાને છિન્નભિન્ન કરી નાખતી. ભાઈઓની પેઠે બન્ને કુળના યોદ્ધા સાથે ઉભા રહી લઢતા, બન્ને આગળ ધસવાનો પ્રયત્ન કરતા, કોઇ એક બીજાથી આગળ નિકળી શકતું નહિ. શત્રુસેનાને છિન્નભિન્ન કરી આવી ચન્દાવતો અને રાઠોડો પાછા કિલ્લામાં આવતા, તેજસિંહ અને દુર્જયસિંહ એકઠા બેશીને રોટલા ખાતા ને પાણી પીતા. પછી જયારે પૂર્વદિશા અરુણોદયથી રંગાતી,

ત્યારે કિલ્લાની ઉપરજ એ બે પરમ શત્રુઓ ભાઈઓની પેઠે નિ:સંકોચે નિશ્ચિન્તભાવે નિદ્રા લેતા.

રાજપુત ઇતિહાસના આરમ્ભથી અન્ત પર્યન્ત તેનો અભ્યાસ કરો; કપટાચારનું નામ નથી, સત્યભંગનું નામ નથી, પરમશત્રુની સાથે પણ અન્યાય યુદ્ધ અથવા વિશ્વાસઘાતકતાનું નામ નથી. બાદશાહે વચનનું ઉલ્લંઘન કર્યું છે, સન્ધિપત્રનું ઉલ્લંઘન કર્યું છે; રાજપુતે સત્યનું ઉલ્લંઘન નથી કર્યું.

એમ કેટલાક માસ વીતી ગયા, અન્તે સૂર્યમહેલમાં ખાદ્યસામગ્રી ને પાણી ખુટયાં. હવે રાજપરિવારને એ કિલ્લામાં રાખવો યોગ્ય નથી. અતિ મુશ્કેલીથી રાજપરિવારને ભીમગઢમાં પહોંચાડી દીધો. દુર્જયસિંહ અને બીજા યોદ્ધાઓ અર્દ્ધા ભુખ્યા રહીને પણ કિલ્લાનું રક્ષણ કરતા રહ્યા.

મનુષ્યથી જે બની શકે, તે બધું રાજપુતો કરી છુટયા. હજી પણ એક માસ રક્ષણ કર્યું, પણ ભુખ્યે પેટે દેહ રાખવો એ મનુષ્યને શકય નથી. અન્તે સૂર્યમહેલના દરવાજા ઉઘડયા, મોગલો ભીષણનાદે નગરમાં પેઠા, નગરમાં મોગલો અને રાજપુતોનું મહાકોલાહલે યુદ્ધ શરૂ થયું.

એ યુદ્ધનું વર્ણન કરવાને અમે અશક્ત છીએ, વર્ણન કરવું જરૂરનું પણ નથી. મૃત્યુ નિશ્ચય છે એમ જ્યારે રાજપુતો જાણી જાય છે, ત્યારે તેઓ કેવે પ્રકારે યુદ્ધ કરી જાણે છે, તેનું વર્ણન ઇતિહાસના પ્રત્યેક પૃષ્ઠ ઉપર છે.

મનુષ્યને જે જે શકય છે, તે સર્વ રાજપુતો કરી જાણે, પરન્તુ સમસ્ત દેશની સામે એકનું યુદ્ધ ના સમ્ભવે; હીન-બળ થઇ રાજપુતો ધીરે ધીરે પાછા હઠવા લાગ્યા.

યુદ્ધતરંગ આંગણેથી ઉમરે ને ઉમરેથી ઘરમાં પેઠો. બંદુકના ધુમાડાથી ને માણસોના કોલાહલથી સૂર્યમહેલનો રાજમહેલ પરિપૂર્ણ થઇ ગયો. થોડા રહેલા રાજપુતો છિન્ન-ભિન્ન થઇ ગયા છતાં ને શત્રુઓથી ઘેરાઇ ગયા છતાં અસુર-વીર્યથી મહેલની રક્ષા કરવા લાગ્યા.

મહેલના એક ખંડમાં દુર્જયસિંહ ને તેજસિંહનો અકસ્માત્ મેળાપ થઇ ગયો. બંનેના હાથમાં તલવાર છે, બન્નેનાં કલેવર રુધિરથી ખરડાએલાં છે! તેજસિંહ કંઇક વિચાર કરી બોલ્યો: "દુર્જયસિંહ! ચન્દાવતે રાઠોડનું વીરત્વ જોયું છે, રાઠોડે ચન્દાવતનું વીરત્વ જોયું છે. હવે યુદ્ધ કરવું નિષ્ફળ છે, આ યુદ્ધમાં જીવનદાન કરવું પણ નિષ્ફળ છે; આજે આપણે બચીશું તો મહારાણાના બીજા કામમાં આવીશું."

દુર્જયસિંહ: "મહારાણાના કામમાં આવવું એ રાજ-પુતનું પ્રથમ કર્ત્તવ્ય છે, પણ હવે તો જીવ બચાવવાનો માર્ગ પણ કયાં છે?"

તેજસિંહે ધીરે રહીને એક બારી તરફ આંગળી કરી કહ્યું: "સાંભળ્યું છે કે આ બારીમાં થઇ એક રાઠોડ બાળક ફલંગ મારી સરોવરમાં કુદી પડયો હતો, પછી

તરી જઈને એણે જીવ બચાવ્યો હતો. રાઠોડ બાળકે જે કર્યું હતું તે, લાગે છે કે, ચન્દાવત યોદ્ધો પણ કરી શકશે!"

લજ્જાથી, રોષથી, પૂર્વકથાના સ્મરણથી દુર્જયસિંહનું મુખ રાતું થઇ ગયું, હાથમાંની તલવાર કમ્પવા લાગી; રોષથી લાત મારી બારીની જાળી તોડી પાડીને લઈ દેઇને સરોવરમાં કુદી પડ્યો.

તેજસિંહ પણ બારીમાં થઇ સરોવરમાં કુદી પડ્યો, બન્ને તરીને પાર નિકળી ગયા. સૂર્યમહેલ શત્રુઓના હાથમાં ગયો.

---

૨૪

## ભીમગઢનો નાશ

क्क गताः पृथिवीपालाः ससैन्यबलवाहनाः ।
प्रमाणसाक्षिणी येषां भूमिरद्यापि तिष्ठति ॥

— महाभारतम् —

ઉપરનો બનાવ બન્યા પછી એક માસ સુધી કંઇ યુદ્ધ થયું નહિ. ભીમગઢના રાજપુતોએ જાણ્યું કે આ વર્ષમાં

હવે યુદ્ધ થશે નહિ. પણ તેમની એ આશા થોડાજ સમયમાં નાશ પામી.

મહારાણા તો ઘણું કરીને કિલ્લામાં રહેતાજ નહિ. થોડા સૈનિકો લેઇને પર્વતોમાં રહેતા. સ્થાને સ્થાને સેનાઓ મુકી દેવામાં આવી હતી, સુયોગ મળતાંજ શત્રુઓ ઉપર રાત્રે અન્ધારે ઓચિન્તો છાપો મારતા ને મોગલોની સંખ્યા વધી જતા પહેલાં તો તેઓ, ભૂગર્ભમાં લીન થઇ જાય એમ, પર્વતોમાં પેશી જતા. દિવસે, રાત્રે, શીતમાં, ગ્રીષ્મમાં, વર્ષામાં અવિશ્રાન્ત પ્રતાપસિંહ એમ મેવાડની રક્ષા કરવા લાગ્યો, અનન્ત યુદ્ધ થવા લાગ્યું, મેવાડનો જિતાયું ના.

એમ કેટલોક કાળ વીત્યા પછી એક રાત્રે બે હજાર મુસલમાનોએ ઓચિન્તા આવી ભીમગઢને ઘેર્યો. ભીમગઢમાં રાજપરિવાર છે એવા સમાચાર એમને કોઇક રીતે મળ્યા હતા. રાજપરિવારને કેદ કરી દિલ્લીમાં મોકલીશું તો અન્તે તેમના ઉદ્ધારને માટે પ્રતાપ અવશ્ય વશ થશે એવી આશાથી આજ ઓચિન્તા મહાકોલાહલે મુસલમાનોએ ભીમગઢને ઘેર્યો છે.

રાજપુતો આ ઓચિન્તા ઘેરાને માટે તૈયાર નહોતા. પ્રતાપસિંહ કિલ્લામાં નહોતો, દેવીસિંહ પણ કેટલાક રાઠોડોને લેઇને મહારાણાની સંગે પર્વતે પર્વતે ફરતો હતો. કેવળ બાળક ચન્દનસિંહ અને તેના પાંચસો રાઠોડો

કિલ્લામાં હતા, તેજસિંહ પણ કિલ્લામાં હતો. તેણે રાજ-પરિવારની રક્ષાનો ભાર માથે લીધો હતો, કદાપિ કિલ્લામાંથી ખસતો ના.

મુસલમાનોના ઓચિન્તા ઘેરાથી તેજસિંહનું મુખ ગમ્ભીર બની ગયું, ક્ષણેક સ્તબ્ધ થઇ રહ્યો, કીડીઓની પેઠે ચારે બાજુએ ઉભરાએલા મુસલમાનોને નિહાળવા લાગ્યો. ક્ષણેક પછી બાળક ચન્દનને સમ્બોધી બોલ્યો: "ચન્દન! આજ કિલ્લાની રક્ષા થશે કે નહિ તે શંકા છે, રાજપરિવારને શંકાસ્થાનમાં રાખવું ઉચિત નથી. ભીમગઢ-માંથી નિકળી જવાનો જંગલમાં થઇને એક ગુપ્ત માર્ગ છે, તે માત્ર હું અને મારા વિશ્વાસુ ભીલોજ જાણીએ છીએ. પણ તે માર્ગ અતિશય લાંબો છે ને નિર્ભય સ્થાને પહોંચી જતાં આખી રાત નિકળી જશે. બાળક! પાંચસો રાઠોડોએ પ્રભાત સુધી કિલ્લાનું રક્ષણ કરવું એ તારૂં કામ!"

ઉલ્લાસે ચન્દનસિંહે ઉત્તર દીધો: "પ્રભુએ પ્રથમથી કિલ્લાનું રક્ષણ કરવાનો ભાર મને આપ્યો છે, દાસ તે ભાર ઉઠાવશે. અમારી ધનસંપત્તિ ને જીવન મહારાણાને માટે છે, મહારાણાને માટે દાસ આજે લઢશે. પ્રભુ નિશ્ચિન્ત મને રાજપરિવારનું રક્ષણ સુખેથી યોજે. સૂર્યોદય પર્યન્ત આ દાસ ભીમગઢનું રક્ષણ કરશે."

બાળકનાં આ ગર્વિત વચનો સાંભળી તેજસિંહ આનન્દિત થયો, ને બોલ્યો. "ચન્દનસિંહ! તેં કાર્યનો

ભાર લીધો છે એટલે હવે મને ચિન્તા નથી." પછી દીર્ઘનિશ્વાસ નાખી અસ્પષ્ટ સ્વરે બોલ્યો: "પણ જ્યારે દેવીસિંહ પાછા આવી પુત્રના સમાચાર પુછશે, ત્યારે તેજસિંહ શો ઉત્તર આપશે ?"

હવે વિનાવિલમ્બે તેજસિંહ રાજપરિવારના રક્ષણની ચેષ્ટા કરવા લાગ્યો. ભીલવેશે પોતે રાજપરિવારની સાથે ઠેઠ સુધી ગયો; એમને ક્યાં લેઇ ગયો તે વાચક સારી રીતે જાણે છે.

આ બાજુ સત્વર કિલ્લા ઉપર મશાલોનો પ્રકાશ દેખાયો. તુરત જ ત્રણસો રાઠોડો કિલ્લાને દરવાજેથી બહાર નિકળ્યા ને શત્રુઓની વાટ જોતા ઉભા. જે સ્થાને પર્વત અતિશય ઉંચા હતા, ચઢવાને કઠણ હતા, તે સ્થાને ઉભા રહીને રાજપુતો શત્રુની વાટ જોવા લાગ્યા. રાજપુતોની સંખ્યા તો બહુ ઓછી હતી, પણ તેમનું સાહસ અસાધારણ હતું અને એ પર્વતો કરતાં તેમનું હૃદય અવિચળ હતું. બાળક ચન્દનસિંહ આજ દેવજ્ઞાને જ્ઞાની બન્યો છે, દેવબળે બળીઓ બન્યો છે. નિઃશંક હૃદયે શત્રુઓની વાટ જોતો ઉભો છે. બાકીના બસો યોદ્ધા કિલ્લાની અન્દર રહ્યા છે.

જોતજોતામાં તરંગતેજે મુસલમાનો આવી પડ્યા. યુદ્ધ-નાદે આકાશ અને મેદિની કમ્પી ઉઠી. એ ઘોર રજનીના ભયંકર યુદ્ધનું વર્ણન કર્યું જાય ના. આજ કિલ્લો હાથ આવશે, આજ મહારાણાનો પરિવાર કેદ થશે, એ આશાને ...સે મુસલમાનો રાજપુતોને ઘેરવા લાગ્યા. મુસલ-

માનોની સેના તો અસંખ્ય હતી, તથાપિ પર્વત ચઢવાનો માત્ર એકજ માર્ગ હતો, અને તેથી મુસલમાનો એ થોડા રાજપુતોને પણ ઘેરી શકયા ના. સમુદ્રના તરંગની પેઠે વારંવાર મહા ગર્જનાઓ કરીને મુસલમાનો રાજપુતો ઉપર તુટી પડવા લાગ્યા, પણ વારંવાર તરંગો ખડકોને અથડાઇ છિન્નભિન્ન થઇ જાય તેવી ગતિ મુસલમાનોની થઇ.

મહારાણાનું સમ્માન, અમારૂં જીવન, અમારી માતા, વનિતા, ભગિની, કુટુમ્બિનીનો જાતિધર્મ અમારી તલવારો ઉપરજ આધાર રાખે છે, એવો વિચાર સર્વે રાઠોડો કરવા લાગ્યા. એ વિચારે અસંખ્ય શત્રુઓને રણમાં રગદોળ્યા. એ વિચારમાં સ્વાધીન યોદ્ધાની ધમનીમાં જ્યાં સુધી લોહી વહેતું રહે, ત્યાં સુધી જગતમાં એ યોદ્ધાનો પરાજય નથી. મોગલોની સંખ્યા વધારે છે, પણ તેથી શું? રાજપુતો એમ યવનોની આધીનતા સ્વીકારે? આ પ્રશ્નોએ પ્રત્યેક રાઠોડનું મુખમણ્ડળ રાતું ચોળ કરી નાખ્યું, એ પ્રશ્નોના ઉત્તર તેઓ તલવારથી દેવા લાગ્યા.

સમસ્ત રજની યુદ્ધ ચાલ્યું. રાજપુત યોદ્ધાઓ સમ્મુખયુદ્ધમાં મરાયા. પૂર્વમાં ઉષાપ્રકાશ દેખાયો, અસંખ્ય મુસલમાનો ભયંકર યુદ્ધનાદ કરી બાકી રહેલા રજપુતો ઉપર તુટી પડયા, સમુદ્રના તરંગની પેઠે ઉપર આવી પડયા.

લોહીથી ખરડાએલે કલેવરે બાળક ચન્દનસિંહ પાછો ફરી નગરમાં પેશી ગયો; સાથે પચાશ રાઠોડો પણ નગરમાં પેશી શકયા. તેમની રાતી આંખો, રાતાં વસ્ત્રો, દીર્ઘ

કલેવર અને ભીષણ મુખમણ્ડળ દેખી એવોજ ભાસ થાય કે જાણે બ્રહ્મબળે અસુરયુદ્ધમાં પરાસ્ત થઇ દેવો ધીરે ધીરે ઇન્દ્રપુરીમાં પાછા ફરે છે.

મહાકોલાહલે મુસલમાનો ગઢ ઉપર ચઢી કિલ્લામાં પેસવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ ઝણઝણાટ શબ્દે કિલ્લાના દરવાજા બન્ધ થયા. દરવાજાની પાછળ રહેલા નિર્ભય રાઠોડ વીરો અન્ત સુધી લઢવાના છે, મુસલમાનોને રાજપુતવીર્ય દેખાડવાના છે.

મુસલમાનો કંઇક નિરાશ થયા. સમસ્ત રજની યુદ્ધ કરી થાકી ગયા છે, અત્યારે કિલ્લાના દરવાજા બન્ધ જોયા; હવે લાગ્યું કે સમસ્ત દિન યુદ્ધ થયા વિના કિલ્લો જીતાવાનો નથી. સેનાનીઓને થાકેલા ને નિરાશ થએલા જોઇ સેનાપતિ બોલ્યો: "આજેજ ભીમગઢ લેવાનો છે, આજે જ પ્રતાપસિંહના પરિવારને કેદ કરવાનો છે; સૈનિકો, જરા વિશ્રામ લો."

મુસલમાનોનો ઉદ્યમ શાન્ત પડેલો જોઇને ચન્દનસિંહ કિલ્લા ઉપર ચઢ્યો, જોયું તો એક હજાર મુસલમાનો દરવાજા આગળ વિશ્રાન્તિ લે છે; યુદ્ધ પુરૂં થયું નથી, પણ જરા વાર થંભ્યું છે. કિલ્લાની અન્દર જોયું, કેવળ બસો રાઠોડ રહ્યા છે. ભ્રૃકુટિ સંકોચાઇ, કપાળ ચિન્તાગ્રસ્ત થઇ ગયું. ક્ષણવાર વિચાર કરી જાણે કંઇ પ્રતિજ્ઞા કરી સ્થિર થયો હોય તેમ કિલ્લા ઉપરથી ઉતર્યો.

યોદ્ધાઓને એકઠા કરી બોલ્યો: "બન્ધુઓ, મનુષ્યો-થી જે થઇ શકે તે આપણે કર્યું છે. આપણી પ્રતિજ્ઞા પુરી થઇ છે, સૂર્યદેવ આકાશમાં ઉદય પામ્યા છે. અત્યારે કિલ્લા બહાર એક હજાર યવનો છે, અન્દર માત્ર આપણે જ જીવતા રહ્યા છીએ, હવે શું કરવું, કહો?"

એક રાઠોડે ઉત્તર આપ્યો: "રાઠોડ સમ્મુખરણે પ્રાણ-ત્યાગ કરી જાણે છે, એ વિના બીજું કંઇ જાણતો નથી."

ચન્દનસિંહ: "ત્યાર પછી? ત્યાર પછી આપણી માતા, ભગિની, વનિતા, યવનોની ગોલીઓ થશે! રાજપુતરમણી દિલ્લીમાં વિલાસદ્રવ્ય થશે!"

રોષે સર્વનાં મુખ રાતાં થઇ ગયાં. મ્યાનમાંથી તલ-વારો નિકળી, તોપણ સર્વ રાજપુતો સ્તબ્ધ અને વાક્ય-શૂન્ય હતા. અર્ધસ્પષ્ટ સ્વરે કોઇએક ભયંકર શબ્દ ઉચ્ચા-રવા લાગ્યો: "ચિતારોહણ!" સર્વે બોલી ઉઠયા: "પુરુષો-ની રણશય્યા, રમણીઓનું ચિતારોહણ!"

હવે ચન્દનસિંહ અન્તઃપુરમાં ગયો. ત્યાં રાઠોડાણીઓ વચ્ચે તેની માતા બેઠી હતી. પુત્રે માતાને ચરણે પ્રણામ કર્યો. માતાએ પુછ્યું: "યુદ્ધના શા સમાચાર છે?"

ચન્દનસિંહ: "સારા છે, કોઇ રાજપુત યોદ્ધાએ રણ-ક્ષેત્રમાંથી પલાયન કર્યું નથી, શત્રુને પુઠ દેખાડી નથી. સૂર્યોદય થયો છે ને હજી કિલ્લો આપણે હાથ છે."

માતાએ સંતુષ્ટ થઇ પુત્રને આશીર્વાદ આપ્યો. પછી પુત્ર ધીરે ધીરે બોલ્યો: "માતા! જો અનુમતિ આપો તો કંઇક નિવેદન કરૂં, રાત્રિના યુદ્ધમાં ત્રણસો યોદ્ધાઓએ રાઠોડની પેઠે જીવનદાન આપ્યું છે, હવે કિલ્લામાં અઢી-સોથી વધારે વીરો નથી. શત્રુઓ એક હજાર છે ને અહુણા જ યુદ્ધ આરમ્ભશે." બાકીના શબ્દો ચન્દનસિંહ ના ઉચ્ચારી શક્યો, અલક્ષિત ભાવે વીર બાળકની આંખમાંથી આંસુનું એક બિન્દુ ખરી પડ્યું.

તીવ્ર સ્વરે દેવીસિંહની અર્ધાઙ્ગનાએ પ્રશ્ન કર્યો: "અઢીસો રાઠોડો એક હજાર તુર્કોથી ડરે છે?"

સ્થિર સ્વરે ચન્દનસિંહ બોલ્યો: "રાજપુત મનુષ્યની સાથે યુદ્ધ કરતાં ડરતો નથી, યુદ્ધ તો કરશે જ; પણ રાજપુત રમણીઓના સમ્માનનું રક્ષણ કરવું એ પ્રથમ કર્ત્તવ્ય છે."

હસીને ચન્દસિંહની માતા બોલી: "વત્સ! એ કથા કહેતાં ડરે છે શાને? રાજપુતવીરને રણમાં પડતાં આવડે છે, તો રાજપુતરમણીને ચિતામાં બળતાં આવડે છે! જા, વત્સ! યુદ્ધને માટે તૈયાર થા, અમે પણ તૈયાર થઇએ છીએ."

પછી બીજી રમણીઓને બોલાવી ચન્દનની માતા સહા-સ્ય વદને બોલી: "સખીઓ, આજે આપણે સતી થઇશું, સ્વામીની સોહાગિની થઇશું, રાજપુતકામિનીને એથી વધારે બીજું શું સુખ હોય? તુર્કો દેખશે કે રાજપુતયોદ્ધાઓ વીર છે ને રાજપુતરમણીઓ સતી છે."

નવોદિત સૂર્યપ્રકાશમાં અનેક નારીઓએ સ્નાન કર્યું, દેવદેવીની આરાધના કરી લીધી, પટ્ટકુળ પહેરી લીધાં ને રાજમહેલના આંગણામાં એકઠી થઇ ગઇ; બાળા, પ્રૌઢા, વૃદ્ધા સર્વે એકઠી થઇ ગઇ; સર્વે દેવતાનું નામસ્મરણ કરવા લાગી. ત્યાર પછી?— ત્યાર પછી રાજપુતના પુરાતન ધર્મને અનુસાર અનેક અલંકારવિભૂષિત રમણીઓ ઉલ્લાસરવ કરતી કરતી ચિતાઓ ઉપર ચઢી. જ્યાં પરાજય, અપમાન અને ધર્મનાશ નિશ્ચિત છે, ત્યાં રાજપુત રમણીઓ આમ સતી થાય છે.

એ અગ્નિશિખાની ચારે બાજુએ અઢીસો રાઠોડ ઉભા છે, નિઃશબ્દે તેઓ અગ્નિશિખા જોઇ રહ્યા છે; માતા, વનિતા, ભગિની અને દુહિતાને ચિતા ઉપર પ્રાણ સમર્પતી જોઇ. હવે તેમના જીવનમાં માયા રહી નથી, જગતમાં કોઇ આશા રહી નથી. તેમણે પ્રાતઃકાળે પવિત્ર જળમાં સ્નાન કર્યું, દેવદેવીની આરાધના કરી લીધી, પછી નિઃશબ્દે શરીર ઉપર બખ્તર પહેર્યાં, તેના ઉપર કેશરીઆં વસ્ત્ર પહેર્યાં, મસ્તકના ઉજ્જવળ મુકુટ ઉપર તુલસીપત્ર ધારણ કર્યાં, છેવટનું એકબીજાને આલિંગન દેઇ લીધું, જીવનત્યાગ કરતા પૂર્વે બન્ધુએ બન્ધુને, ભાઇ ભાઇને, પુત્ર પિતાને નિઃશબ્દે આલિંગન દેઇ લીધું.

બે ત્રણ ઘડી દહાડો ચઢયો છે ને ઝણઝણાટ કરતો કિલ્લાનો દરવાજો ઉઘડયો. વિસ્મિત મુસલમાનો જોઇ શકયા

કે એ દરવાજે થઇને સમુદ્રતરંગને વેગે થોડા રાજપુતો હજાર મુસલમાનો ઉપર તુટી પડે છે.

રાજપુતોએ મુસલમાનોને કાપ્યા, મુસલમાનોએ રાજપુતોને કાપ્યા. અન્તે રાજપુતોની સંખ્યા ઘટી ગઇ ને મુસલમાનો કિલ્લામાં પેઠા. જે મુસલમાનો એ યુદ્ધમાં જીવતા રહ્યા તે પેલા અઢીસો યોદ્ધાની યુદ્ધકથા ભૂલી શકયા ના.

પચાસ વર્ષ પછી પણ દિલ્લીનો કોઇ કોઇ વૃદ્ધ મોગલ પોતાના પુત્રને કે પૌત્રને ભીમગઢના વિજયની કથા કહેતો, રાઠોડોની યુદ્ધકથા કહેતો.



## ૨૫

## વીરત્વમાં કાયરતા

पुरःसरा धामवतां यशोधनाः
सुदुःसहम्प्राप्य निकारमीदृशम् ।
भवदृशाश्चेदधिकुर्वते रतिं
निराश्रया हन्त हता मनस्विता ॥

—किरातार्जुनीयम्—

**જે દિવસે** ભીલોની ગુફામાં પ્રતાપની રાણી અને પુષ્પ એકઠાં થયાં, તે દિવસે પ્રતાપસિંહે મોગલ સેના ઉપર

ઓચિન્તો હલ્લો કર્યો ને તેનો નાશ કરવાનો સંકલ્પ કર્યો. પણ મોગલ સેના અસંખ્ય હતી, તેથી સમસ્ત દિન અને અર્ધી રાત સુધી વૃથા પ્રયત્ન કર્યા પછી પ્રતાપસિંહને સેના સાથે પાછા ફરી ચાવણ્ડદુર્ગમાં આશ્રય લેવો પડ્યો. મોગલ સૈન્ય ધીરે ધીરે ભીમચન્દ ભીલના પાલ તરફ જવા લાગ્યું; મહારાણીને હવે ત્યાં રહેવું ઉચિત ના લાગ્યું. સન્તાન અને પુષ્પને સંગે લેઇ જાઉરાની ખાણમાં જઇ આશ્રય લીધો. ભીમચંદની ગુફામાં મહારાણીને ના દીઠાં એટલે મુસલમાનો ચાલતા થયા. મહારાણી જાઉરામાંથી નિકળી સ્વામી પાસે ચાવણ્ડદુર્ગમાં આવી રહ્યાં.

ચાવણ્ડદુર્ગની પણ રક્ષા કરવી હવે અશકય થઇ પડી. સેનાની ખાદ્યસામગ્રી ખુટી ગઇ છે, યોદ્ધાઓ હીનબળ થઇ ગયા છે, ચારે બાજુ મેઘમાળાની પેઠે શત્રુઓના તમ્બુઓ દેખાય છે. એક દિવસે સન્ધ્યાસમયે વિચાર કરવાને પ્રતાપસિંહે કિલ્લાના રાજપુતોને એકઠા કર્યા.

પ્રતાપસિંહની ચારે બાજુએ કુળપતિઓ બેઠા છે. પણ યુદ્ધ પહેલાં જે સમસ્ત યોદ્ધાઓ કમલમેરમાં પ્રતાપને વીંટાઇ બેઠા હતા, તેમાંથી આજ કેટલા છે? દેલવાડાનો ઝાલાકુળેશ્વર માર્યો ગયો છે, વિજળીનો પરમારકુળેશ્વર માર્યો ગયો છે, બીજા પણ કેટલાક કુળેશ્વરો માર્યા ગયા છે; પ્રતાપ ચારે બાજુએ જુએ છે, પોતાના જુના સંગીઓમાંથી અનેક નથી, નવા નવા બાળકો હવે કુળપતિઓ થયા છે. પિતાના મૃત્યુ પછી પુત્રો યુદ્ધ કરે છે, તેઓ

સર્વે રાણાને માટે પ્રાણ અર્પવા તત્પર બન્યા છે. પ્રતાપ ચારે બાજુએ જુએ છે, પુત્ર અમરસિંહ પિતાની પાસે બેઠો છે, બાલ્યાવસ્થામાંથી જ પર્વતમાં અને ખીણમાં વાસ કરી યુદ્ધવ્યવસાય શીખે છે. અમરસિંહ યુદ્ધમાં પિતાનો સહયોદ્ધો છે, વિપદ અને સંકટમાં ભાગગ્રાહી છે.

અનેક ક્ષણ પછી મસલત પુરી થઈ, સેવકોએ ભોજન આણ્યાં. વૃક્ષપત્રનાં બનાવેલાં પાત્રમાં ભોજન પીરસાયાં, રાજપુતો જમવા બેઠા. મેવાડના ગૌરવદિનોમાં જે સમસ્ત રીતિઓ ભોજનસમયે પ્રચલિત હતી, તેમાં કંઇ ન્યૂનતા થઇ નથી.

સભાના સાહસી અને સમ્માનિત યોદ્ધાઓ મહારાણાના ફળ અથવા બીજા આહારપદાર્થો સ્વીકારતા, અને તેને 'દુના' કહેતા. આજે કોને 'દુના'નું સમ્માન આપવું, તે નક્કી કરવા પ્રતાપસિંહ ચારે બાજુ જોવા લાગ્યો.

તેની પાસે પુત્ર અમરસિંહ બેઠો છે, નાના વયમાંજ અનેક યુદ્ધોમાં વીરત્વ દાખવ્યું છે, પ્રતાપ તેને સમ્બોધીને બોલ્યો: "અમરસિંહ, આ ઘોર વિપત્કાલમાં પણ તું વીરની શિક્ષા શિખે છે, વીરનું કાર્યસાધન કરે છે; પણ એક બીજો યોદ્ધો આજ મારા ખાદ્યનો ભાગગ્રાહી થનાર છે."

કંઇક દૂર દુર્જયસિંહ અને તેજસિંહ બેઠા હતા તેમને જોઇને રાણાજી બોલ્યા: "ચન્દાવત અને રાઠોડ! ધન્ય તમારૂં વીરત્વ, ધન્ય તમારો સ્વામીધર્મ! તમે બન્નેએ મારે માટે જીવનપ્રતિજ્ઞા કરી છે, બન્નેએ વિપત્સમયે રાજ-

પરિવારને સ્થાન આપ્યું છે, બન્નેએ ભાઇઓની પેઠે સાથે રહી બહુ શત્રુઓને પણ તુચ્છ માન્યા છે. તમે બન્ને અતુલ વીર છો, પણ એક બીજો યોદ્ધા મારા ખાદ્યનો ભાગગ્રાહી થનાર છે."

સામે વૃદ્ધ યોદ્ધો દેવીસિંહ બેઠો છે, તેને સમ્બોધી રાણાજી બોલ્યા: "દેવીસિંહ! આ કાળસમરમાં તમે મારે માટે સર્વસ્વનો ભોગ આપ્યો છે, તમારા વીરત્વનો, તમારા સ્વામીધર્મનો બદલો શી રીતે વાળીશ! આ કાળયુદ્ધમાં તમારો કિલ્લો ગયો છે, વીર પુત્ર હણાયો છે, પરિવાર સમસ્ત નાશ પામ્યો છે, તથાપિ ખડ્ગહસ્તે પર્વતે પર્વતે મારી સંગે આથડો છો! પ્રતાપસિંહ અનેક ક્લેશ સહન કરતાં શિખ્યો છે, પણ તમારા જેવા સ્વામીધર્મ જાણનારા યોદ્ધાની આ અવસ્થા દેખીને પ્રતાપસિંહનું પાષાણહૃદય પણ ગળી જાય છે! વીરકુળચુડામણિ! તમારા વીરત્વનો બદલો આપવો એ મનુષ્યથી તો બની શકે એમ નથી. આજ મારા આહારના ભાગગ્રાહી બની મને આભારી કરો."

મહારાણાના શબ્દનો વૃદ્ધ યોદ્ધો કંઇ ઉત્તર આપી ના શકયો. વૃદ્ધનાં નયનમાંથી આંસુનું એક બિન્દુ નિસરી પડયું. આંસુ લોહી કંઇક કમ્પિત સ્વરે બોલ્યો: "મહારાણા! ભીરુતાનું ચિહ્ન ક્ષમા કરો, આંસુ પડયું તે ક્ષમા કરો; આશા હતી કે આ વૃદ્ધાવસ્થામાં પુત્ર ચન્દનને કિલ્લાના દરવાજા સોંપીશ, પુત્ર ચન્દનને તલવાર સોંપી શાન્તિલાભ પામીશ; પણ ભગવાને બીજું જ કર્યું છે. ભગવાનને

નમસ્કાર કરૂં છું કે પુત્રે વીરનામને કલંકિત નથી કર્યું, આ વૃદ્ધ પણ મહારાણાના કાર્યમાં વીરનામ કલંકિત નહિ કરે."

બીજી કંઇ કથાવાર્તા થઇ નહિ, યોદ્ધાઓનાં નયનમાં આંસુ આવ્યાં. નિઃશબ્દે ભોજન સમાપ્ત થયું. રાણાજી રાણી અને પુત્રો પાસે ગયા.

અન્ધારી રાત્રે એક ગિરિગુફા પાસે અગ્નિ સળગે છે, રાજબાળકો એ અગ્નિની ચારે બાજુએ દોડાદોડી કરી રહ્યાં છે, અથવા કોઇ પાસેના પત્થર પર નિરાંતે ઉંઘે છે. રાજરાણી અને પુષ્પ રોટી બનાવે છે. પ્રતાપસિંહ દૂર ઉભો ઉભો આ તમાશો જોવા લાગ્યો. તેનું હૃદય આજ ચિન્તાપૂર્ણ છે.

કિલ્લાઓ એકે એકે શત્રુઓને હાથે પડવા લાગ્યા, સૈન્યસંખ્યા ઓછી થવા લાગી. પ્રતાપસિંહ પાસે હવે ધન નથી, બળ નથી, રાજ્ય નથી, રાજધાની નથી, એ પત્થર વિના મસ્તક મુકવાનું સ્થાન નથી, હૃદયનાં વહાલાં સ્ત્રીપુત્રને રાખવા સુરક્ષિત સ્થાન નથી. પરન્તુ એ સમસ્ત ક્લેશો પ્રતાપસિંહ તુચ્છ માને છે, એથી એનું વીર હૃદય ડરતું નથી.

કયારે કયારેક રાણી કોઇ ગિરિગુફામાં રોટી તૈયાર કરી રહી છે ને શત્રુનાં પગલાં સાંભળી તૈયાર રોટી પડતી મુકી નાસવું પડે છે! વળી ત્યાં ખાવાનું બનાવે છે ને તે પણ મુકી ભુખે રડતાં બાળકોને કેડમાં લેઇ નાસવું પડે

છે! અન્તે સમસ્ત મેવાડમાં માથું મુકવાનું સ્થાન રહ્યું ના, ત્યારે ભીલોનો આશ્રય લેવો પડયો ને તેમની ગુફાઓમાં ને ખાણોમાં સન્તાઇ રહેવું પડયું. ત્યાં ભીલો તેમનું રક્ષણ કરતા ને તેમના ખાવાની જોગવાઇઓ કરતા. આવા દુ:ખને પણ પ્રતાપસિંહ તુચ્છ માને છે, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

કયારે કયારેક ગુફામાં રાત્રે રાણી બાળકોને લેઇ સ્વામી પાસે સુતી છે ને મુશળધાર વર્ષાદ પડે છે. પાણી ગુફામાં પેસે છે ને બાળકોને લેઇ આખી રાત રાણીને ઉભું થઇ રહેવું પડે છે. એ કલેશને પણ પ્રતાપસિંહ ગાંઠતો નથી, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

કયારે કયારેક રાજપરિવારને ભુખે પેટે આખો દહાડો જંગલે જંગલે નાસતા ફરવું પડયું છે. સન્ધ્યાસમયે કોઇ ગુફામાં આશ્રય લીધો ને ખાવાનું તૈયાર કર્યું; અનાજ તો મળે કયાંથી? ખેતરમાંથી ‘મલ’ નામે દુર્વાના લોટનાં રોટલા રાણીએ જાતે કર્યા ને છોકરાંને ખાવા આપ્યા. ઓચિન્તો જંગલી બિલાડો વનમાંથી નિકળી આવ્યો, તે ઝડપ મારી બાળકના હાથમાંથી મહામોંઘું રોટલાનું બચકું લેઇ દોડી ગયો. બાળક આખી રાત ભુખે રોયો, માતાની છાતીમાં ડુંસકાં ભરતો બાળક અન્તે ઉંઘી ગયો. એ કલેશને પણ પ્રતાપસિંહ ગાંઠતો નથી, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

પણ આજ મહારાણાનું વીર હૃદય કાયર બન્યું છે. આજ તેના વિશાળ કપાળમાં ચિન્તાની રેખાઓ પડી રહી છે.

મહારાણાને દૂરથી દેખી પુષ્પના હાથમાં રોટલા આપી મહારાણી તુરતજ સ્વામીને તેડવા સામી આવી. સ્વામીની આંખો જળપૂર્ણ દીઠી! વિસ્મિત થઈ બોલી: "આ શું? આજે રાણાજી કાયર કેમ બન્યા? તુર્કો કહેશે કે આજ સુધીનાં યુદ્ધોથી મહારાણા થાકયા છે ને અન્તે સંકટોથી કાયર બન્યા છે."

પ્રતાપસિંહ: "માત્ર જગદીશ્વરજ જાણે છે કે રાણો યુદ્ધથી થાકયો નથી. સંકટોથી કાયર બન્યો નથી."

રાણી: "ત્યારે શું પુત્રકન્યાની આ દુરવસ્થા જોઇ આમ કાયર થયા છો? મહારાણા જે કષ્ટ સહન કરી શકશે તે કષ્ટ સહન કરતાં અમને નહિ આવડે?"

પ્રતાપસિંહ: "જગદીશ્વરે મારાં પુત્રકન્યાને સુખમાં રાખ્યાં છે, તમને પણ સુખમાં રાખ્યાં છે. રાણિ! આ કાળસમરમાં અનેક વીર બાળો હણાયા છે, વત્સ અમરસિંહ જેવા અનેકના વીર પુત્રો હણાયા છે, વીરપ્રસવિની વીરાઙ્ગનાઓ બળી ભસ્મ થઇ છે, જાતિકુટુમ્બ નાશ પામ્યાં છે, અનેક યોદ્ધાઓના સંસાર મરુભૂમિ સમાન બની ગયા છે, જીવન શૂન્ય બની ગયાં છે!"

રાણી: "ઈશાની તેમને શાન્તિ આપો, એવા શોક મનુષ્ય ન સહન કરી શકે!"

પ્રતાપસિંહ: "રાણિ! દેવીસિંહ રાઠોડના વાળ તો આપણે માટે યુદ્ધ કરતાં કરતાં ધોળા થઇ ગયા છે, રાઠોડોમાં તેમના જેવો કોઇ વીર નથી. અહુણા તેમનો કિલ્લો તુર્કોએ લેઈ લીધો છે, તેમના સ્ત્રીપરિવારે ચિતારોહણ કર્યું છે, તેમનો એકમાત્ર વીરપુત્ર તુર્કોને હાથે યુદ્ધક્ષેત્રમાં સુતો છે; સ્વામીધર્મ પાલન કરવામાં કયારે જીવનદાન કરી શકાય એજ આશાથી વૃદ્ધ દેવીસિંહ હજી જીવે છે."

રાણીની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. રુદન કરતી કરતી પુછવા લાગી: "શું કહો છો! દેવીસિંહનો સર્વ પરિવાર નાશ પામ્યો? દેવીસિંહનો એકમાત્ર પુત્ર મરાયો? હા વિધાતા! પુત્રશોકના જેવા વિષમ ઘા પણ તું કરી શકે છે!"

પ્રતાપસિંહ: "વીરપુત્ર ગયો છે, પરિવાર ગયો છે, કિલ્લો ગયો છે, વંશ ગયો છે! એ વૃદ્ધે આજે મને કહ્યું: 'ભગવાનને નમસ્કાર કરૂં છું કે પુત્રે વીરનામને કલંકિત નથી કર્યું, આ વૃદ્ધ પણ મહારાણાના કાર્યમાં વીરનામ કલંકિત નહિ કરે' આવા સ્વામીધર્મનો શો બદલો આપી શકીશું? વીર અનુચરોનાં મસ્તક કપાવી મેવાડનું રક્ષણ કરવામાં શું ફળ?"

અશ્રુપૂર્ણ લોચને મેવાડની રાણી બાળકોને રોટલા ખવરાવવા બેઠી. પ્રતાપની ચિન્તાને શાન્તિ મળી ના, અનેક

પ્રતાપસિંહે અકબરને જે પત્ર લખ્યો છે, તેની હકીકત તે યોદ્ધાઓને કહે છે. અકબર અવશ્ય સન્ધિ કરશે, પણ સિસોદિયા સન્ધિ કરી આધીનતા સ્વીકારશે? પ્રતાપસિંહ એ પ્રશ્ન પુછે છે, પણ રાજપુતમણ્ડળમાં એ પ્રશ્નને ઉત્તર આપી શકે એવું આજ કોઇ નથી, સર્વે ચુપ બેઠા છે!

જ્યાં સુધી બની શક્યું ત્યાં સુધી યુદ્ધ કર્યું, પણ મેવાડ પ્રદેશના એક પણ કિલ્લાનું કે ખીણનું રક્ષણ કરવું હવે અશક્ય છે. શત્રુઓ નવી સેના લેઇ મેવાડની પ્રત્યેક ખીણમાં ફરી વળ્યા છે, પ્રત્યેક કિલ્લો સર કરી લીધો છે, ચારે દિશાએથી રાજપુતોને ઘેરી લીધા છે, વિનાવિઘ્ને આગળ વધે છે. યુદ્ધ? પ્રતાપસિંહ શું હવે સન્તાઇને યુદ્ધ કરશે? મેવાડમાં હવે સેના નથી, સેનાને ખવરાવવા પૈસા નથી. રક્ષા કરી શકાય એવો કિલ્લો નથી, ઉભું રહેવાનું સ્થાન પણ નથી; ચાવણ્ડદુર્ગમાં રહે તો થોડાજ વખતમાં કેદ થાય. વીરો એ સલાહ આપે છે? અથવા અમ્બર અને મારવાડના રાજાઓની પેઠે તુર્કોની આધીનતા સ્વીકારવાની સલાહ આપે છે? આધીનતા સ્વીકારી સન્ધિ કરવા સિવાય બીજો કોઇ ઉપાય છે?

જે સ્વાધીનતા માટે આટલા દિવસ પર્વતો અને ખીણોમાં યુદ્ધ કર્યું, રાજપુતલોહીથી બધો મેવાડદેશ રંગી નાખ્યો, ઘર અને મહેલ ત્યજી ગુફાઓમાં વાસ કર્યો, દિવસે અને રાત્રે ક્લેશ અને વિપદ સહન કર્યાં, એ સ્વાધીનતાને તિલાંજલિ દેવી? રાજસ્થાનના સર્વ રાજાઓ-

ના મસ્તક ઉપર મ્લેચ્છે પગ મુકયો છે, આજે શું મહા-
રાણાનો વંશ પણ મ્લેચ્છના એ પગ નીચે પોતાનું મસ્તક
નમાવશે? બાપા રાવળનો વંશ, નિર્મળ સિસોદિયા વંશ
આટલે દહાડે શું તુર્કોનો દાસ થશે?

રાજપુતવીરો ચુપ બની ગયા છે! હવે કરવું શું?
આ વિના કંઇ ઉપાય છે? સભાસ્થાનમાં સર્વે ચુપ બેઠા છે!

આજ દાસત્વ સ્વીકારીશું, તો કાલે ફરી સ્વાધીન
થવાનો સંભવ છે. અકબર અતિશય બળવાન ને બુદ્ધિ-
માન છે, પણ અકબરના મરણ પછીનો દિલ્લીશ્વર તેવો
પરાક્રમી વખતે નહિ પણ થાય. ત્યારે મેવાડ ફરી સ્વાધીન
થઇ શકે, પણ આજ સિસોદિયા વંશ એકેફેરે નાશ
પામે તો જગત્માંથી તેનું નામ નીકળી જાય; આવા
પ્રકારનો તર્ક કોઇ કોઇના હૃદયમાં જાગ્રત થયો.

આવા વિચાર ચાલે છે એવે સમે એક પત્રવાહક
એક પત્ર લેઇ આવ્યો. પ્રતાપે જોયું કે પત્રનો લખનાર
વિકાનેરના રાજાનો નાનો ભાઇ પૃથ્વીરાજ છે. એ પત્ર
નથી, પણ કેટલીક કવિતા છે. પૃથ્વીરાજના જેવો કવિ તે
વખતે રાજસ્થાનમાં બીજો કોઇ નહોતો.

વિકાનેર દિલ્લીને તાબે હતું; પૃથ્વીરાજ દિલ્લીમાં
રહેતો, તથાપિ પ્રતાપસિંહનું વીરત્વ સાંભળી આનન્દિત
રહેતો, મેવાડની સ્વાધીનતા સમ્ભારી પોતાને લાગેલું અપ-
માન ભૂલી જતો, મનમાં પ્રતાપસિંહની પૂજા કરતો. એ

સમયે, શું હિન્દુ કે શું મુસલમાન, એવો કોણ હતો કે પ્રતાપસિંહની પૂજા ન કરે?

અકબરને જ્યારે પ્રતાપસિંહનું સન્ધિપત્ર મળ્યું, ત્યારે મહાઉલ્લાસે મત્ત બની ગયો. પ્રતાપના જેવો પ્રચણ્ડ શત્રુ સમસ્ત ભારતમાં કોઇ નહોતો, એજ પ્રતાપ આજે સન્ધિ માટે ભીખ માગે છે! આધીનતા સ્વીકારશે એ વિચારે અકબર આનન્દિત થઇ ગયો. દિલ્લીમાં આનંદસૂચક વાદ્ય વાગવા લાગ્યાં, મોટી ધામધુમ થઇ રહી! પૃથ્વીરાજ રોષે ગર્જી ઉઠ્યો ને તેણે બાદશાહને કહ્યું: "એ પત્ર બનાવટી છે, પ્રતાપના કોઇ શત્રુએ પ્રતાપનું ગૌરવ નષ્ટ કરવા લખ્યો છે. જહાંપનાહ! હું મેવાડના પ્રતાપસિંહને ઓળખું છું, પોતાના રાજમુકુટને માટે પ્રતાપસિંહ આધીનતા કદાપિ ન સ્વીકારે! કહો તો એને પત્ર લખી જોઉં કે એ પત્ર એણે જ લખેલો કે બીજા કોઇએ."

બાદશાહની અનુમતિથી પૃથ્વીરાજે પ્રતાપને કવિતામાં એક પત્ર લખ્યો. આજ રાત્રે રાજસભામાં પ્રતાપસિંહને એજ પત્ર મળ્યો છે. પ્રતાપસિંહ પત્ર વાંચવા લાગ્યો:

"હિંદુજનોની હિંદુજનો પર આશ નિરન્તર વાસ કરે,
તદપિ તજીને સહુ તે રાણો પ્રતાપ વનવન નાશી ફરે;
રૂડાં ભાગ્ય જે પ્રતાપ ટકિયો, નહિ તો અકબર આ ક્ષણમાં
કરત સર્વને એક સમાના એક કોટિ એકજ ગણમાં.

"રાજવંશી રજપુતજનોએ શૂરાતન નિજ ખોઇ દીધું,
સતીત્વગૌરવ રજપુતાણિયે છાંડી અધમ પદ અંગ લીધું;

ક્ષત્રીબજારે સૌદાગર અકબર સહુને ખરીદી અટક્યો,
એક ઉદયસુત નવ લેવાયો, જેનું મૂલ્ય નવ આપી શક્યો.

"નવરોઝ દિન કાજ લાજ નિજ માન સત્ય રજપૂત કીયો,
તજે કહો? તોય અનેક જો તેહ તણો વિક્રય કરિયો;
ક્ષત્રિતણું ધન શ્રેષ્ઠ જેહ તે સર્વે વેચી દીધું હોવાં,
ચિતોડ શું આ પુણ્યસ્થળમાં કહો આવશે વેચાવા?

"ગુમાવી દીધું પ્રતાપરાણે યદ્યપિ સકળ ધન પોતાનું,
તોય અમોલું એક અકથ ધન સાંચી રહ્યો છે એ છાનું;
કૈક નિરાશાના માર્યા આ બજાર અનુભવિયા આવી
માનહાનિ નિજ; તેથી જાન નિજ હમીરવંશીએ જ બચાવી.

"પુછે વિશ્વજન: 'કિયું ગુપ્ત બળ પ્રતાપને રાખે ધારી?'
બીજું કિયું વળી? શૂરાતનનું તેજ અને નિજ તલવારિ;
તેજ શૂરાતન તેજ થકી ને તે તલવારે આજ લગી
ક્ષત્રિતણું અભિમાન રાખિયું પ્રતાપરાણે રજ ન ડગી.

"એક દિવસ આ મનુષ્ય તણા સૌદાગરનું આવી બનશે,
ટકે ન ચિર એ, પછી ક્ષત્રિગણ પ્રતાપકેરી સમીપ જશે;
'ઉજડ ભૂમિ આ અમારી તેમાં ક્ષત્રિબીજ રોપો,' કહેશે,
સર્વ જનો મન આશ ધરે જે પ્રતાપ બીજ રાખી રહેશે.

"જેથી કરીને એક વેલ ફરી એહ ક્ષત્રીના બીજ તણી,
નિર્મળતા કંઇ ઝલક અમલ ધરી જ્વલંત રહેશે દિવ્ય બણી"*

**પ્રતાપસિંહે એક વાર, બે વાર, ત્રણ વાર આ પત્ર વાંચ્યો. અન્તે ગર્જીને બોલ્યો: "વીરવરો! ચારે દિશામાં**

* સ્વર્ગ. નારાયણ હેમચંદ્ર

છવાઈ રહેલી અપવિત્રતામાં પ્રતાપસિંહ રાજપુતકુળને પવિત્ર રાખશે. મેવાડમાં જો સ્થાન નહિ મળે તો મરુભૂમિ ઓળંગીને બીજા દેશમાં જશે, પણ સિસોદિયાવંશને કલુષિત નહિ કરે."

---

૨૭

## દેવોરનું યુદ્ધ

दमितारिः प्रशान्तोर्ज्जोन्नादापूरितदिङ्मुखः ।
जघान रुंषितो रुष्टांस्त्वरितस्तूर्णमागतान् ॥
तेपां निहन्यमानानां संघुष्टैः कर्णभेदिभिः ।
अभूद्भ्यमितत्रासमास्वान्ताशेषदिग्जगन् ॥

— भट्टिकाव्यम् —

**પ્રતાપસિંહ** દેશ ત્યાગ કરે છે, મેવાડમાં સિસોદિયાકુળને સ્થાન નથી, સિસોદિયાકુળ સિન્ધુનદીતીરે જઈ નવું રાજ્ય સ્થાપન કરશે, તથાપિ તુર્કોની આધીનતા નહિ સ્વીકારે.

પ્રતાપસિંહે અને મેવાડના મુખ્ય મુખ્ય યોદ્ધાઓએ સેના અને પરિવાર સાથે મેવાડ ત્યજી દીધું છે, આરાવલી પર્વત ઓળંગી ગયા છે, મરુભૂમિમાં જઈ વિશ્રામ કર્યો

ક્ષત્રીબજારે સૌદાગર અકબર સહુને ખરીદી અટક્યો,
એક ઉદયસુત નવ લેવાયો, જેનું મૂલ્ય નવ આપી શક્યો.

"નવરોઝ દિન કાજ લાજ નિજ માન સત્ય રજપૂત ફોગો.
તજે કહો? તોય અનેક જો તેહ તણો વિક્રય કરિયો:
ક્ષત્રિતણું ધન શ્રેષ્ઠ જેહ તે સર્વે વેચી દીધું હાવાં,
ચિતોડ શું આ પુણ્યસ્થળમાં કહો આવશે વેચાવા?

"ગુમાવી દીધું પ્રતાપરાણે યદ્યપિ સકળ ધન પોતાનું.
તોય અમોલું એક અકથ ધન સાંચી રહ્યો છે એ છાનું:
કૈક નિરાશાના માર્યા આ બજાર અનુભવિયા આવી
માનહાનિ નિજ; તેથી જાન નિજ હમીરવંશીએ જ બચાવી.

"પુછે વિશ્વજન: 'કિયું ગુપ્ત બળ પ્રતાપને રાખે ધારી?'
બીજું કિયું વળી? શૂરાતનનું તેજ અને નિજ તલવારિ:
તેજ શૂરાતન તેજ થકી ને તે તલવારે આજ લગી
ક્ષત્રિતણું અભિમાન રાખિયું પ્રતાપરાણે રજ ન ડગી.

"એક દિવસ આ મનુષ્ય તણા સૌદાગરનું આવી બનશે.
ટકે ન ચિર એ, પછી ક્ષત્રિગણ પ્રતાપકેરી સમીપ જશે:
'ઉજડ ભૂમિ આ અમારી તેમાં ક્ષત્રિબીજ રોપો,' કહેશે,
સર્વ જનો મન આશ ધરે જે પ્રતાપ બીજ રાખી રહેશે.

"જેથી કરીને એક વેલ ફરી એહ ક્ષત્રીના બીજ તણી,
નિર્મળતા કંઇ ઝળક અમલ ધરી જ્વલંત રહેશે દિવ્ય બણી"*

પ્રતાપસિંહે એક વાર, બે વાર, ત્રણ વાર આ પત્ર વાંચ્યો. અન્તે ગર્જીને બોલ્યો: "વીરવરો! ચારે દિશામાં

* સ્વર્ગ. નારાયણ હેમચંદ્ર

છવાઇ રહેલી અપવિત્રતામાં પ્રતાપસિંહ રાજપુતકુળને પવિત્ર રાખશે. મેવાડમાં જો સ્થાન નહિ મળે તો મરુભૂમિ ઓળંગીને બીજા દેશમાં જશે, પણ સિસોદિયાવંશને કલુષિત નહિ કરે."

---

૨૭

## દેવારનું યુદ્ધ

दमितारिः प्रशान्तोर्जोन्नादापूरितदिङ्मुखः ।
जघान रुषितो रुष्टांस्त्वरितस्तूर्णमागतान् ॥
तेषां निहन्यमानानां संघुष्टैः कर्णभेदिभिः ।
अभूदभ्यमितत्रासमास्वान्ताशेषदिग्जगत् ॥

— भट्टिकाव्यम् —

**પ્રતાપસિંહ** દેશ ત્યાગ કરે છે, મેવાડમાં સિસોદિયા-કુળને સ્થાન નથી, સિસોદિયાકુળ સિન્ધુનદીતીરે જઇ નવું રાજ્ય સ્થાપન કરશે, તથાપિ તુર્કોની આધીનતા નહિ સ્વીકારે.

પ્રતાપસિંહે અને મેવાડના મુખ્ય મુખ્ય યોદ્ધાઓએ સેના અને પરિવાર સાથે મેવાડ ત્યજી દીધું છે, આરાવલી પર્વત ઓળંગી ગયા છે, મરુભૂમિમાં જઇ વિશ્રામ કર્યો

છે. સામે, પશ્ચિમ દિશાએ મરુભૂમિ સંધ્યાના પ્રકાશમાં ધુ ધુ કરે છે, પાછળ આરાવલી પર્વત અને મેવાડ દેશ છે. એ પર્વતો હજીયે દેખાય છે, યોદ્ધાઓ એ દિશા તરફ જોઇ નિઃશ્વાસ નાખે છે; સૂર્યદેવ અસ્ત પામ્યો છે, ફરી જ્યારે ઉદય પામશે, ત્યારે સ્વદેશ દૃષ્ટિમાંથી દૂર થઇ ગયો હશે, એ અનન્ત પર્વતમાળા ફરી દેખાશે નહિ. જે પ્રદેશમાં સિસોદિયાઓએ અનેક શતકો સુધી વાસ કર્યો છે, જે દેશમાં સમરસિંહ, સંગ્રામસિંહ આદિ પ્રાતઃસ્મરણીય ભૂપતિઓએ રાજ્ય કર્યું છે, તે દેશ સદાને માટે દૃષ્ટિ બહાર થશે. મેવાડના પ્રત્યેક પર્વતદુર્ગ અને ખીણનાં ચિત્રો યોદ્ધાઓના મનમાં ખડાં થાય છે, જે જે ખીણમાં પૂર્વજોએ યુદ્ધ કર્યાં છે, જે જે પર્વતો પ્રતાપે અનન્ત યુદ્ધના રુધિરથી રંગી કાઢ્યા છે તે સમસ્તનાં ચિત્ર અત્યારે મનમાં ખડાં થાય છે. યોદ્ધાઓ નીરવ અને શોકાતુર બન્યા છે. અનન્ત યશઃપૂર્ણ આરાવલીપર્વત તરફ જોઈ રહ્યા છે. રાજપુતનારીઓ બાળકોને આંસુભરી આંખે કેડમાં લેઈ આરાવલી પર્વત દેખાડે છે.

"સિસોદિયાવંશ દેશપાર થશે! સુન્દર મેવાડમાં સિસોદિયાવંશને માટે હવે સ્થાન નથી," દીર્ઘ નિશ્વાસ નાખી પ્રતાપસિંહ સભામાં બોલ્યો. સર્વે ચુપ બેઠા છે. તેમાંથી એક સ્વર સંભળાયો: "હજી પણ મેવાડમાં સિસોદીયાને માટે સ્થાન છે, હજી યુદ્ધનો ઉપાય છે!" વિસ્મિત થઇ સર્વેએ જણે તે દિશામાં જોયું, તો વૃદ્ધ રાજમંત્રી ભામાશાહને દીઠો. વંશપરમ્પર૧ -એ મેવાડમાં

મન્ત્રીકાર્ય કરે છે.

ભામાશાહ કેટલાક માસથી પ્રતાપની પાસે નહોતો. પ્રતાપ જ્યારે યુદ્ધ કરતો હતો, ત્યારે ભામાશાહ યુદ્ધને માટે પૈસા એકઠા કરતો હતો. અકસ્માત્ તેણે સાંભળ્યું કે પ્રતાપસિંહ અને સમસ્ત સિસોદિયાકુળ દેશ ત્યજી પરદેશ જાય છે, ને એ આરાવલી પાર નીકળી પણ ગયાં છે. વૃદ્ધ મન્ત્રી ઉતાવળી ગતિએ તેમની પાછળ દોડ્યો ને આજ તે પ્રતાપસિંહને તમ્બુએ જઇ પહોંચ્યો છે. આજ સભા મધ્યે કમ્પિત સ્વરે બોલ્યો: "હજી પણ મેવાડમાં સિસોદિયાને માટે સ્થાન છે, હજી યુદ્ધનો ઉપાય છે!"

પ્રતાપ ચમક્યો. ઉત્સાહ અને નવી આશાથી બોલ્યો: "મન્ત્રિવર, આપના શબ્દો વ્યર્થ ના હોય, પણ હવે યુદ્ધનો શો ઉપાય છે? પ્રતાપસિંહને તો જડતો નથી, આપ દેખાડો."

રાણા પાસે હાથ જોડી ફરી સ્થિરગમ્ભીર સ્વરે મન્ત્રી બોલ્યો: "દાસે બહુ દિવસ સુધી મન્ત્રીત્વ કર્યું છે; દાસના પિતાએ, પિતામહે, પ્રપિતામહે બહુપુરુષ સુધી મેવાડનું મન્ત્રીત્વ કર્યું છે. એ કાર્યમાં જે ધન સંચિત થયું છે, તેને હજી હાથ અડાડ્યો નથી. એ ધનથી પચીસ હજાર સૈનિકોનું બાર વર્ષ સુધી ભરણપોષણ થઇ શકશે. અનુમતિ આપો તો દાસ એ બધું ધન પ્રભુને ચરણે મુકે."

પુરાતન વિશ્વાસુ સેવકનો આ સ્વામીધર્મ અને પ્રભુભક્તિ દેખી પ્રતાપસિંહની આંખોમાં આંસુ આવી ગયાં, ધીરે ધીરે

એ લોહી નાખી બોલ્યો : "મન્ત્રિવર ! આપની આ ભક્તિથી હું પરિતુષ્ટ થયો છું, પણ રાજ્યે આપેલું ધન પાછું શી રીતે લેઉં ? પ્રતાપસિંહ આજ દરિદ્ર બની ગયો છે એ ખરૂં, તથાપિ તેના સેવકોનું ધન હરણ કરવાને અશક્ત છે."

ભામાશાહ : "રાણાજી ! આ દાસ ધન આપે છે તે પ્રભુને નહિ, સ્વદેશના રક્ષણને અર્થે મેવાડને આપે છે. મેવાડનો અયોગ્ય પુત્ર માતાને માટે બીજું શું કરી શકે ? સિસોદિયાના પ્રાણ તેમ અમારૂં ધન મેવાડનાં છે, એ શું મહારાણા નથી જાણતા ? મેવાડને માટે આપ લોહી રેડો છો, હું તુચ્છ ધન આપીને વેગળો રહું છું, બીજું શું કરૂં ?"

પ્રતાપસિંહ : "મન્ત્રિવર, આપના તર્કનો ઉત્તર આપી શકતો નથી. આપની ઉદાર સ્વદેશભક્તિ વેદતુલ્ય છે ! આપનું વાકય માથે ચઢાવું છું ; આપનું ધન ગ્રહણ કરીશ, એ અનન્ત ધનબળે ફરી એકવાર ઉદ્યમ કરીશ, મેવાડનો ઉદ્ધાર થાય છે કે નહિ તે જોઇશ."

પ્રતાપ સેના સાથે પાછો ફર્યો, ફરી આરાવલ્લી પર્વત ઓળંગી મેવાડમાં ઉતરી આવ્યો. એ અનન્ત ધનબળે ફરી એકવાર ઉદ્યમ કર્યો, મેવાડનો ઉદ્ધાર થાય છે કે નહિ તે જોયું.

એ ઉદ્યમનું ફળ ઇતિહાસમાં લખાયું છે, દેવોરના યુદ્ધક્ષેત્રમાં અદ્યાપિ લખાઇ રહ્યું છે. શાહબાજખાં સેના સાથે દેવોરમાં છાવણી નાખી પડયો છે; પ્રતાપ દેશ તજી પલાયન કરી જાય છે, પણ એવામાં વાવાઝોડાની પેઠે ચારે

દિશામાંથી પ્રતાપની સેના આવી પડી, દેવોરના પ્રસિદ્ધ યુદ્ધક્ષેત્રમાં શાહબાજખાં સેના સાથે માર્યો ગયો.

વાવાઝોડું આગળ ચાલ્યું. આમાઇતપર્વતદુર્ગ પ્રતાપે હાથ કર્યો, ત્યાંનો મુસલમાન દુર્ગરક્ષક માર્યો ગયો.

વાવાઝોડું આગળ ચાલ્યું. કમલમેર લીધું, ત્યાંનો દુર્ગરક્ષક અબદુલ્લા સેના સાથે માર્યો ગયો. ઉદયપુર લીધું. એક વર્ષમાં એકે એકે બત્રીશ પર્વતદુર્ગ હાથ કર્યા.

વાવાઝોડું આગળ ચાલ્યું. ચિતોડ, અજમેર અને મણ્ડળગઢ વિનાનો સર્વ મેવાડ પ્રદેશ પ્રતાપે પાછો લીધો. દૂતોએ નિરાશ થઇ દિલ્લી જઇ અકબરશાહને જણાવ્યું કે દશ વર્ષ સુધી જે ધન ને લોહી ખર્ચી આપણે મેવાડ જીત્યું હતું, તે પ્રતાપે એક વર્ષના ઉદ્યમથી સર્વ ધૂળ કરી નાખ્યું.

વાવાઝોડું આગળ ચાલ્યું. પ્રતાપસિંહ, સમસ્ત મેવાડ જીતી લીધા પછી, મુખ્ય શત્રુ માનસિંહના અમ્બર પ્રદેશ ઉપર ચઢયો. દેશ અસ્તવ્યસ્ત કરી નાખ્યો, મલ્લપુર નામે મુખ્ય નગર અને વ્યાપારી સ્થાનને લુંટયુ.

વધારે ઇતિહાસકથા લખવાની હવે અહીં જરૂર નથી. નવલકથા લખીએ છીએ તેથી નવલકથામાં વર્ણવેલા કિલ્લાની વાત હવે લખીશું. રાજપુતોએ ફરી સૂર્યમહેલગઢ ઉપર હલ્લો કર્યો. એ હલ્લાને સમયે તેજસિંહે અને દુર્જયસિંહે ભાઇઓની પેઠે સાથે ઉભા રહી યુદ્ધ કર્યું, ચન્દાવતો અને

રાઠોડો એક બીજાથી વધારે બળ મારવા પ્રયત્ન કરવા લાગ્યા, એમના દુર્દમનીય વેગ આગળ મુસલમાનો હવે ટકી શકયા નહિ.

યુદ્ધની ગતિમાં તેજસિંહ એક બાજુ ને દુર્જયસિંહ બીજી બાજુ નિકળી પડયા, પણ કિલ્લામાં પ્રથમ પેસવાની ઇચ્છાથી બન્ને અસાધારણ વીરત્વથી શત્રુસેનાને ભેદી આગળ ચાલવા લાગ્યા. સંયોગબળે તેજસિંહ કિલ્લામાં પ્રથમ પેશી શકયો, ક્ષણેક પછી ચન્દાવતો મહાકોલાહલે શત્રુસેનાનું મન્થન કરી કિલ્લાને દરવાજે આવી પહોંચ્યા.

તેજસિંહે પુરાતન શત્રુને ઉદ્દેશી કહ્યું; "દુર્ગસ્વામી, આપની અનુમતિ વિના આપના કિલ્લામાં મેં પ્રથમ પ્રવેશ કર્યો, એ દોષ ક્ષમા કરશો; કેવળ મહારાણાના કાર્યસાધન માટે મારે આમ કરવું પડયું છે, હવે આપના કિલ્લાને આપ અધિકારમાં લો, અનુમતિ આપો તો હું નીકળી જાઉં."

આ શબ્દોથી જર્જરિતકલેવર બની દુર્જયસિંહ બોલ્યો: "રાઠોડ, સંયોગબળે તમે કિલ્લામાં પ્રથમ પ્રવેશ કર્યો છે; ભલે એમ થાઓ, તમેજ રાઠોડોને લેઇને કિલ્લાનું રક્ષણ કરો. હું તમારી પાસે ભિક્ષા માગવા ઇચ્છતો નથી. હું સેના સાથે બહાર નિકળી જાઉં છું, કિલ્લાના દરવાજા બન્ધ કરો, પછી જો ચન્દાવતોની તલવારમાં બળ હશે, તો કિલ્લો હાથ કરશે."

ધીરે ધીરે તેજસિંહે ઉત્તર આપ્યો: "હું રાજકાર્ય સાધવાને માટે આપના કિલ્લામાં આવ્યો છું, આ સુયોગનો લાભ લેઇ કિલ્લો હાથ કરી લેઉં તો વિશ્વાસઘાતકતા કહેવાય, રાઠોડ વિશ્વાસઘાતકતા જાણે ના. ચન્દાવત, હજી યે વિદેશી યુદ્ધનો અન્ત આવ્યો નથી, હજી આપણી અન્દરનું યુદ્ધ નિષિદ્ધ છે. જ્યારે વિદેશી યુદ્ધ શાન્ત થશે, ત્યારે રાઠોડ સૂર્યમહેલ ઉપર આવતાં વિલમ્બ નહિ કરે."

પોતાની રાઠોડ સેનાને લેઇ તેજસિંહ ધીરે ધીરે કિલ્લા બહાર નિસરી ગયો, દુર્જયસિંહ રાતી આંખે રાઠોડ વીરો તરફ જોઇ રહ્યો.

ત્યાર પછી કેટલેક દિવસે ભીમગઢનો ઉદ્ધાર થયો, પણ વૃદ્ધ યોદ્ધો દેવીસિંહ એ વિસ્તીર્ણ અને શૂન્ય કિલ્લામાં અને મહેલમાં માત્ર પ્રતિધ્વનિજ સાંભળવા લાગ્યો. આ જગતમાં તેને જે કંઇ પ્રિય હતું, તે સર્વ રણક્ષેત્રમાં કે ચિતામાં સુતું છે!

દેવીસિંહ એ યુદ્ધક્ષેત્રમાં ક્ષણેક એકલો ઉભો રહ્યો, નવોદિત સૂર્યનાં કિરણો દેવીસિંહના મુખમણ્ડળ ઉપર ક્રીડા કરે છે, પ્રાતઃકાળનો વાયુ સફેદ વાળ સાથે ક્રીડા કરે છે. આ શોકપૂર્ણ અસાર જગતમાં પુત્રશોક જેવો બીજો દારુણ શોક કયો? દેવીસિંહ વૃદ્ધ યોદ્ધો છે, દેવીસિંહ મનુષ્ય પણ છે.

ધીરે ધીરે તેજસિંહ પાસે આવી બોલ્યો: "પિતાના પરમમિત્ર! હું તમને શી સાન્ત્વના આપું? કેવળ એટલું

જ પુછું છું કે મહારાણાને માટે સમ્મુખયુદ્ધમાં રાજપુત બાળકે પ્રાણ આપ્યો છે, તે માટે રાજપુતપિતા શોક કરે છે?"

દીર્ઘનિઃશ્વાસ નાખી દેવીસિંહે ઉત્તર આપ્યો: "રાજપુતનું ધન, પરિવાર સમસ્ત મહારાણાનું છે. મહારાણાના કાર્યમાં બાળક ચન્દનસિંહે જીવન સમાપ્યું છે, તે માટે ખેદ કરતો નથી. એ એ કાળસમર વૃદ્ધને રાખી શિશુને શા માટે લેઇ ગયો એજ ચિન્તા કરૂં છું. શિશુ ચન્દન! પિતાને સાથે કેમ ન લઇ ગયો?"

તેજસિંહે જોયું કે દેવીસિંહને અત્યન્ત વ્યથા થાય છે, તે વ્યથાનું પણ તેની પાસે ઔષધ હતું. દેવીસિંહનો વૃદ્ધ હસ્ત પોતાના માથા ઉપર મુકી બોલ્યો: "પિતા! આપનો એક પુત્ર હણાયો છે, તોપણ હજી એક જીવતો છે. તેજસિંહ પિતાના આશીર્વાદ માટે પ્રાર્થના કરે છે, પુત્રને આશીર્વાદ આપો."

દેવીસિંહ: "જગદીશ્વર તમને કુશળ રાખો, પિતાની ગાદીએ ફરી સ્થાપો."

તેજસિહ: "દેવીસિંહની સહાયતા ના હોય તો પિતાનો કિલ્લો શી રીતે લેઇ શકાય? રાઠોડવીર, આપે પિતાને ગાદીએ બેસતાં જોયા છે, પુત્રને સહાયતા નહિ આપો?"

ધીરે ધીરે દેવીસિંહે આંખનાં આંસુ લોહી નાખ્યાં, ભીરુતા ભૂલી ગયો, હાથમાં તલવાર લેઇ બોલ્યો: "દેવી-

"બાગે પ્રભાતે ગઇ'તી ત્યાં કંઇ, દેખ્યું કૌતુક એક રે,
કંઇક વળી સુણ્યું'તું સખીઓ, કંઇ કંઇ મનમાં થાય,
પ્રભાતે બાગે રે—સુણો૦"

તેજસિંહનું મુખ ગમ્ભીર બની ગયું. રોષથી બાલિકાનો હાથ પકડી બોલ્યો: ' બાલિકા, જો તું પુરુષ હોત, તો તારી ચપળતાને માટે સજા કરત."

બાલિકા: "તે મેં શું કર્યું વળી? છોડી દો મને, હવે ગીત નહિ ગાઉં. ગીત ગાઇશ તો તમને ખોટું લાગશે તે કંઇ જાણતાં'તાં કે?"

તેજસિંહ: "પાપણી! તેં શા માટે એ ગીત ગાયું? જો હવે પછી પુષ્પની મિથ્યા નિન્દા કરી, તો મારા હાથમાંથી છુટવાની નથી!"

બાલિકા: "અહીં કોણ જાણે છે પુષ્પ કોણ છે તે? આપણે તો ગરીબ ભીલકન્યા, ફૂલ વીણીએ ને ફૂલનાં ગાન ગાઇએ; અમારે પારકાની વાત શું કરવા જાણવી પડે? છોડી દો મને."

બાલિકા શું ખરેખર બાલિકાજ છે? ખરેખર માત્ર ફૂલનાંજ ગીત ગાતી હતી? તેજસિંહ કદાપિ એ બાલિકાને યથાર્થ રીતે સમજી શકતો નહોતો. ધીરે ધીરે કપાળનો પરસેવો લુંછી વિચારવા લાગ્યો: "મેં નિરર્થક રોષ કર્યો છે."

તેજસિંહ: "શું દેખ્યું? શું સુણ્યું?"

બાલિકા: "ત્યારે સાંભળો ને!

માલતિફૂલો ખીલ્યાં ફૂલ્યાં, સુગન્ધિ કરે વ્યાકુળ રે,
ધાયા ધાયા ભ્રમરો આવ્યા, કૌતુક એ મેં દીઠું,
પ્રભાતે બાગે રે—સુણો૦"

તેજસિંહ: "એ જ દીઠું કે? બીજું તો કંઇ નહોતું દીઠું ને?"

બાલિકા: "હજી સાંભળો તો ખરા:

ગાન રસિકડા ભ્રમરો ગાતા, મુગ્ધ થયાં સૌ ફૂલરે,
'તમે મારા કંથજી' 'તમે મારા કા'નજી,' કહે ફૂલ એ
મેં સુણ્યું,
પ્રભાતે બાગે રે—સુણો૦"

તેજસિંહ હસતો હસતો બોલ્યો: "તું બહુ દુષ્ટ છે, તારૂં ગાન હું સમજી ગયો છું. એ ફૂલનું નામ કહે જોઇએ."

બાલિકા: "ફૂલનું નામ શું વળી? ફૂલનું નામ 'પુષ્પ.'" ફરી વળી ગાવા લાગી:

"ભ્રમરો સૂર્ખો ચાલી નિસર્યો, વાયુ ફૂલમધુ ખાય રે,
ફૂલ કદી ના સાચુ કહેતાં, સાચાં મળશે ક્યાંય?
પ્રભાતે બાગે રે—સુણો૦

તેજસિંહ: "ત્યારે શું સાંભળ્યું છે?"

બાલિકા: "એવું સાંભળ્યું હતું કે દુર્જયસિંહનો વિવાહ એક છોકરી સાથે નક્કી થયો હતો, એવામાં તુર્કોએ સૂર્યમહેલ લીધો, પછી—"

તેજસિંહ: "પછી શું?"

બાલિકા: "કંઇ નહિ."

તેજસિંહ: "બોલ, નહિ તો મારીશ."

બાલિકા: "પછી કિલ્લામાંથી નાશી જતી વેળાએ વરને વીંટી આપતી ગઇ હતી."

તેજસિંહની આંખ લાલચોળ થઇ ગઇ, પણ એ ક્રોધ સંકેલી બોલ્યો: "તું ભીલડીની જાત, તારા ઉપર ક્રોધ કરીને શું કરૂં? ખસ અહીંથી." કહી બાલિકાને સરોવરના પાણીમાં ઠેલી મુકી.

ખડખડ હસતી બાલિકા સરોવર તરી પાર નિકળી ગઇ. સામે પાર જઇ ભીને કેશે ને ભીને કપડે એક ઉંચા પત્થર ઉપર જઇ ઉભી ને ઉંચે સુરે ગાવા લાગી:

"સખીઓ મેં કંઇ બીજું સુણ્યું, સુણજો સૌ સાહેલી રે,
પુષ્પ થવાની છે વરવાળી, સાકર લેવા જઇશું,
પ્રભાતે બાગે રે—સુણો૦

વાયુ આવ્યો, પરિમલ લાવ્યો, બાજ લોભાયો ફુલે રે,
ભ્રમરરાજ ઉપર ઉતરી આવ્યો, એ કંઇ સહિયર જાણો?
પ્રભાતે બાગે રે—સુણો૦

ધીરે ધીરે બાલિકાનો હાથ છોડી દેઇ બોલ્યો: "હું રોષ નહિ કરૂં, તું એક બીજું ગીત ગા."

તાળી દેઇ બાલિકા હસી પડી ને ગાવા લાગી:

"સખીઓ મેં કંઇ બીજું સુણ્યું, સુણજો સૌ સાહેલી રે,
પુષ્પ થવાની છે વરવાળી, સાકર લેવા જઇશું,
પ્રભાતે બાગે રે—સુણો૦"

તેજસિંહ: "કોની સાથે ફૂલનો વિવાહ થવાનો છે?"

બાલિકા: "ફૂલનો વિવાહ તે બીજા કોની સાથે થાય? ભમરા સાથે વળી."

તેજસિહ: "ભીલબાળા! તારી નસેનસમાં બુદ્ધિ છે! પુષ્પકુમારીની સાથે કોનો વિવાહ થશે તે તેં કંઇ સાંભળ્યું છે?"

બાલિકા: "તે હું શું જાણું?"

તેજસિંહ: "કહે છે ને કે પુષ્પકુમારી સાથે દુર્જયસિંહનો એક વાર સમ્બન્ધ થયો હતો, પણ કન્યા માનતી નથી; એ તો કહે છે કે એ વિવાહ કરતાં મૃત્યુ સારૂં."

બાલિકા: "આપણે તો એ સાંભળ્યું નથી."

તેજસિંહ: "કેમ, નથી સાંભળ્યું કે?"

બાલિકા: "એ સમ્બન્ધ તોડયો એ તો કંઇ સાંભળ્યું નથી."

વળી નાના પ્રકારના વિષયો મનમાં જાગી ઉઠ્યા, હૃદય ચંચળ થવા લાગ્યું, સન્દેહ વધવા લાગ્યો, હૃદય ઉદ્વિગ્ન થવા લાગ્યું.

પર્વતનો વાયુ ધીરે ધીરે વાવા લાગે, ધીરે ધીરે ગમ્ભીર સ્વરૂપ ધારણ કરે, સમસ્ત પર્વતને ઘેરી લે, ગગનના સૂર્યને અને પ્રકૃતિની પ્રસન્ન મુખચ્છબિને ઢાંકી દે, અન્તે મેઘરૂપ ધારણ કરી જગતને અન્ધકારમય બનાવી દે, તેમ સન્દેહવાયુએ ધીરે ધીરે વૃદ્ધિ પામીને આજ તેજસિંહના પ્રસન્ન ઉદાર હૃદયને ઘેરી લીધું છે. હૃદયનો એ અન્ધકાર દુર્ભેદ્ય છે, સુન્દર સ્વચ્છ બુદ્ધિશક્તિનો પ્રકાશ તેથી લીન થઇ ગયો છે.

---

૨૯

## સત્યપાલન

सा सन्नयस्ताभरणमबला पेशलं धारयन्ती ।
शय्योत्सङ्गे निहितमसकृद्दुःखदुःखेन गात्रम् ॥

—मेघदूतम्—

**મધ્યરાત્રે** ચન્દ્રકિરણોથી સુન્દર બનેલા ફૂલબાગમાં વાચકે પુષ્પકુમારીને એક વાર જોઇ છે, પણ તે દિવસે

ચારણદેવ ત્યાં હતો, તેથી એનું ખરૂં ઓળખાણ થયું નહોતું. જો ઓળખાણ કરવાને તમે ઉત્સુક થયા હો તો ચાલો, આજે એકલા જઇને એ લાવણ્યમયીની સાથે વાતો કરીએ. આજે તે મહારાણીની સહચરીરૂપે રાજપરિવાર સાથે વાસ કરે છે.

પુષ્પકુમારી રાજપુતબાળા છે. એના પિતા સાથે તિલકસિંહને અતિ સ્નેહમય સમ્બન્ધ હતો, તેથી પોતાના પુત્ર સાથે પુષ્પનો વિવાહ કરવાનું તેણે સ્વીકાર્યું હતું. દશ વર્ષના કુમારનો અને સાત વર્ષની કુમારીનો એક દિવસ સંયોગ થયો. તે દિવસે તેઓએ એકબીજાને મનથીજ વરી લીધું. વિવાહનાં વચનો લેવાયાં, સમ્બન્ધ નક્કી થયો, તૈયારીઓ ચાલી રહી, શુભકાર્યનો શુભદિન નક્કી થયો, એવે સમયે દિલ્લીશ્વર અકબરશાહે આવી ચિતોડનગરી ઉપર હલ્લો કર્યો. નગરની રક્ષા કરતાં પુષ્પનો પિતા અને તિલકસિંહ બન્ને ખપ લાગ્યા. કંઇક દિવસો ગયા ન ગયા ને તેજસિંહનો કિલ્લો શત્રુને હાથ ગયો ને રાજપુતબાળે ભીલોનો આશ્રય લીધો.

સાત વર્ષની બાલિકા ને દશ વર્ષનો બાળક પ્રણયની વાતો શું જાણે? પરન્તુ રાજપુતો બાલ્યકાળથીજ વચન પાળતાં શિખે છે, રાજપુતબાલિકા વચન વિસારે નહિ. માત્ર એક દિવસ જોએલી એ રાજપુતબાલની પ્રતિમૂર્તિ બાલિકા કેટલાક દિવસોમાં ભૂલી ગઇ, પણ સાતમે વર્ષે

જે વચન આપેલું તે વચન રાજપુતબાલિકા જીવન પર્યન્ત વિસારે નહિ.

તિલકસિંહના કુળનું વધારે અપમાન કરવાના હેતુથી દુર્જયસિંહે તેજસિંહની વાગ્દત્તા વધૂ સાથે બળપૂર્વક વિવાહ કરવાનો સંકલ્પ કર્યો. પિતાના મૃત્યુ પછી પુષ્પકુમારીને કોઇ રક્ષણ કરનાર હતું નહિ, અથવા હતા તે દુર્જયસિંહના પક્ષના હતા ને તેના પૈસાથી વશ થએલા હતા. તેઓ પણ દુર્જયસિંહ સાથે વિવાહ કરવાનું બાલિકાને સમજાવવા લાગ્યા. બાલિકાએ ઉત્તર મોકલ્યો: "મારા સ્વામી મરાયા છે; હું વિધવા, પુરુષને અસ્પર્શનીયા." તેજ દિવસથી બાલિકાએ સમસ્ત અલંકારોનો ત્યાગ કર્યો, તે સમયે પુષ્પનું વય માત્ર બાર વર્ષનું હતું.

તરુણવયમાં કંઇક કંઇક શારીરિક પરિશ્રમથી અને પ્રયત્નથી આપણું શરીર સબળ થાય, દૃઢ થાય; તરુણવયમાં કંઇક કંઇક ક્લેશથી, ચિન્તાથી, શોકથી આપણું મન સબળ થાય, દૃઢ થાય; માનસિક પ્રવૃત્તિ દૃઢ થાય, પ્રતિજ્ઞા સ્થિર થાય; ચિન્તા અને ક્લેશ જેવો ઉત્કૃષ્ટ શિક્ષક મનને બીજો કોઇ નથી. એના જેવો નિપુણ વૈદ્ય માનસિક દુર્બળતાને બીજો કોઇ નથી. લુહારના હથોડાની પેઠે ચિન્તા વારંવાર નિર્દય અને સબળ આઘાત કરી હૃદયને દૃઢ બનાવે છે. એ આઘાતથી આપણે દુઃખી થઇએ, બુમો પાડીએ; પણ લુહાર ને ચિન્તા બન્ને નિર્દય છે, પોતાના આઘાતથી વિરામે નહિ. અન્તે આપણું મન

દઢ થાય, હૃદય દઢ થાય; પ્રવૃત્તિ સ્થિર થાય, પ્રતિજ્ઞા લોઢાની પેઠે સ્થિર થાય. જેઓને બાલ્યકાળથી બીજા પાળે છે, મોટા કરે છે, જેમને કદી ચિન્તા કરવાનું કારણ નથી, કલેશનો અનુભવ થતો નથી, તેમનાં મન એવાં ને એવાં જ રહે છે. તેઓ સ્થિર પ્રતિજ્ઞા કરી શકતા નથી. તેમના સુખની અને સ્વચ્છન્દતાની આપણે ઇર્ષ્યા નહિ કરીએ.

બાલ્યકાળના કલેશને લીધે કોમળ રાજપુતબાળાનું મન દઢ થયું હતું, લોઢા જેવું દઢ થયું હતું. સ્વજનોના તિરસ્કારથી અને ભયથી, પરિચારિકાઓના અનુરોધથી, દુર્જયસિંહની દુતીઓના પ્રલોભનથી બાલિકાનું હૃદય ચળ્યું ના, બાલ્યકાલની પ્રતિજ્ઞા વધારે વધારે દઢ બનતી ગઇ. લોક જેમ જેમ તેને દુર્જયસિંહ સાથે લગ્ન કરવાનું સમજાવતા ગયા, તેમ તેમ તે બાલિકા વધારે વધારે ભક્તિથી એ અજ્ઞાત, અપરિચિત, વીરપુરુષના નામની પૂજા કરવા લાગી. સ્વજનોનો તિરસ્કાર અને ભય વિનાબોલ્યે સહન કરવા લાગી; ઘરમાં વિનાઆનન્દે વાસ કરવાનો કલેશ સહન કરવાનું શીખી, પ્રતિજ્ઞા હૃદયમાં ગુપ્ત રાખવાનું શીખી. અનેક પરિજનો મધ્યે બાલિકા એકલી ફરતી, એકલી ચિન્તા કરતી, એકલી ફૂલ વીણતી ને હૃદયના ભાવ હૃદયમાં રાખતી. અભ્યાસબળે કયો કલેશ ન સહન થાય? પુષ્પકુમારીને બીજાનો સ્નેહ ગમતો નહિ, બીજાની મીઠી મીઠી વાતો ગમતી નહિ, બીજાના તિરસ્કારથી, મર્મભેદી રહસ્યથી તેના લોઢા જેવા હૃદયને હવે વધારે કલેશ

થતો નહિ. વિધવાવેશધારિણી રાજપુતબાળા એ પ્રમાણે બાલ્યકાળની પ્રતિજ્ઞા પાળ્યા કરતી. અન્ધકાર જેમ ગાઢ થાય, દીવો તેમ વધારે પ્રકાશી નિકળે સર્વના તિરસ્કાર અને ભય મધ્યે માબાપ વગરની, ભાઇભાણ્ડુ વગરની રાજપુતબાળાની અવિચલિત પ્રતિજ્ઞા વધારે વધારે દૃઢ થતી ગઇ.

દુર્જયસિંહે અનેક પ્રલોભનો દેખાડી ફરી પુષ્પકુમારીના હસ્તની પ્રાર્થના કરી. દુતી શતમુખે દુર્જય સિંહના યશના, પરાક્રમના, સાહસના, દ્રવ્યના ગુણ ગાવા લાગી. પુષ્પકુમારી સઘળું સાંભળી રહી, એણે સ્થિર સ્વરે ઉત્તર આપ્યો: "હું વિધવા, પુરુષને અસ્પર્શનીયા."

પુષ્પનાં સમ્બન્ધીજનો એ કથા સાંભળી અતિશય ક્રોધે ભરાયાં. પુષ્પને સમજાવવાના ને ડરાવવાના પ્રયત્નો આદર્યા; "બાલિકા બહુ દિન અવિવાહિત રહે તો નિષ્કલંક કુળને કલંક લાગે." પુષ્પકુમારી સઘળું સાંભળી રહી, એણે સ્થિર સ્વરે ઉત્તર આપ્યો: "હું વિધવા, પુરુષને અસ્પર્શનીયા."

અન્તે એ સમ્બન્ધીજનોની સાથે કપટ રચી દુર્જયસિંહ પુષ્પકુમારીને સૂર્યમહેલમાં લેઇ ગયો. દુર્જયસિંહનો અભિપ્રાય જાણી લેઇ પુષ્પકુમારીએ કહાવી મોકલ્યું: "ચન્દાવતરાજ! સાંભળ્યું છે કે આપ અતિશય પરાક્રમી છો, સર્વ કરી શકો એમ છે; પણ પુષ્પ પોતાનો વિવાહ કરતા પહેલાં આત્મઘાત કરશે, એ પણ શું અટકાવી શકો એમ છો? સાંભળ્યું છે કે તમે તિલકસિંહની વિધવાની હત્યા

પુરુષના જે ગુણો આપણે જાણતા હોઇએ, તેને અનુસરીને તેની મુખચ્છબિ પણ કલ્પી લેઇએ. પુષ્પ જ્યારે અજ્ઞાત બાલ્યમિત્રની કથા મનમાં લાવતી ત્યારે ચારણની દેવતુલ્ય આકૃતિ હૃદયમાં ખડી થતી. તેજસિંહના અસાધારણ વીરત્વની કથા સાંભળતી ત્યારે ચારણદેવના દીર્ઘ અવયવો, વિશાળ છાતી અને લાંબા બાહુ સાંભરી આવતા. તેજસિંહના કણ્ઠસ્વરને જ્યારે કલ્પવા પ્રયત્ન કરતી, ત્યારે તે રાત્રે સાંભળેલો સંગીતને નિન્દે એવો ચારણનો મિષ્ટ સ્વર કાનમાં સમ્ભળાવા લાગતો. પુષ્પ અવિશ્વાસિની નથી, સત્યપાલનને માટે તો એણે જગતનો ત્યાગ કર્યો છે, પણ માયાવી કલ્પનાશક્તિ અજ્ઞાત હૃદયેશ્વરની આકૃતિ સાથે સ્વપ્નવત દીઠેલા ચારણદેવની આકૃતિને જડી દે છે! કલ્પનાની સાથે હૃદય પણ મૂર્ત્તિ તરફ આકર્ષાશે? પુષ્પકુમારી જાણતી નથી, અમે પણ જાણતા નથી. ચાતક જેમ મેઘ તરફ જોઇ રહેતાં થાકતી નથી, તેમ પુષ્પકુમારી પણ પર્વતમાર્ગ તરફ જોઇ રહેતાં થાકતી નથી; સ્વપ્નની પેઠે એકવાર જોએલા નવીન ચારણની વાટ જુએ છે. ચન્દ્રિકામાં એકલી બાગમાં ફરે છે, એકલી જાગરણ કરે છે. દિન ગયો, માસ ગયો, ફરી ચન્દ્રિકામાં એ મૂર્ત્તિ ના દેખાઇ, રજનીની શાન્તિમાં ફરી એ સ્વર્ગીય સંગીત ના સંભળાયું.

આકાશમાં જેમ કાળાં વાદળાંની સાથે વિજળી રમત કરે છે, તેમ પુષ્પના હૃદયમાં નિરાશાની સાથે આશા રમત કરે છે. પણ જગતને એ આશા અને ચિન્તાનું

કંઈજ ભાન નથી. વિધવા બાળાના નિર્મળ સ્લાન મુખમણ્ડળમાં કંઇ ભાવ જણાતો નથી.

મુસલમાનોએ સૂર્યમહેલ લીધો, ત્યારે ભીલયોદ્ધાઓ પુષ્પકુમારીને બીજે સ્થળે લેઇ ગયા. ત્યાર પછી રાજ્યપરિવારની સંગે સંગે એ ફરવા લાગી. ભીમચંદના પાલમાંથી જાઉરાની ખાણમાં, ત્યાંથી કોઇ વાર ખીણમાં તો કોઇ વાર ગુફામાં ને પછી ચાવણ્ડના કિલ્લામાં રહી. આજે યુદ્ધ શાન્ત થયું છે, પણ મહારાણા પ્રતાપસિંહ રાજમહેલને તુચ્છ ગણી પર્ણકુટીમાં વાસ કરતા; ચિતોડ હજી શત્રુઓને હાથ છે માટે હજી પણ તાપસનો ક્લેશ સહન કરતા; રાજમહેલને તુચ્છ ગણી પર્ણકુટીમાં વાસ કરતા; રાજરાણી અને રાજવધૂ એજ કુટીમાં રહેતાં; રાજબાળકો એજ કુટીમાં ચારે બાજુએ ખેલ્યા કરતાં! જ્યાં સુધી ચિતોડનો ઉદ્ધાર થાય નહિ, ત્યાં સુધી પ્રતાપસિંહ રાજમહેલમાં રહે નહિ. પ્રતાપસિંહના જીવનકાળમાં ચિતોડનો ઉદ્ધાર ના થઇ શકયો, ઇતિહાસમાં ત્યારે લખ્યું પણ છે કે પ્રતાપે એ પર્ણકુટીમાંજ પ્રાણત્યાગ કર્યો.

પર્ણકુટીની પાસે થઇને એક નાની નદી વહે છે, ત્યાં જળ લેવાને પુષ્પકુમારી સદા જતી. આજ રાત્રે ત્યાં પુષ્પકુમારી જળ ભરવા ગઇ છે. બેડું નીચે મુકી વાદળાંથી ઘેરાએલા આકાશ તરફ જોવા લાગી, અનેક ક્ષણ એ દિશામાં જોઇ રહી. તેના હૃદયની ચિન્તા તો આપણે શી રીતે જાણી શકીએ?

મેઘે ગર્જના કરી. અકસ્માત પુષ્પકુમારીનું હૃદય કમ્પી ઉઠ્યું. કેમ? કોઈ કહેશો, કેમ?

---

૩૧

## વજ્રાઘાત

हद्धी हद्धी अंगुलीअसुण्णा मे अंगुली ।
( हा धिक् हा धिक् । अङ्गुलीयकशून्या मेऽङ्गुलिः )

— अभिज्ञानशाकुन्तलम् —

અકસ્માત દૂરથી પુષ્પકુમારીએ સંગીતધ્વનિ સાંભળ્યો. સંગીતથી પુષ્પના હૃદયમાં તાલાવેલી લાગી, પૂર્વસ્મૃતિ જાગ્રત થઇ ગઇ! આશાથી એનું હૃદય વિકસિત થયું, આનન્દમય સ્વપ્નમાં ફરી એ હૃદય પડ્યું. સુકાઇ ગએલી વેલી જાણે ફરી એક વાર મુખ ઉંચું કરી આકાશ તરફ જોવા લાગી, ગીત સાંભળવા લાગી:

"વર્ષાકાળે આકાશમાં સુન્દર ઇન્દ્રધનુ દેખાયું, તેની શી સુન્દર કાન્તિ! શું અનિર્વચનીય રૂપ! એ ક્ષણસ્થાયી ઇન્દ્રધનુના સ્થાયીત્વમાં વિશ્વાસ કરજો, પણ ઉજ્જવળનયના નારીના સત્યમાં વિશ્વાસ કરજો ના!

"વક્રગતિ કાળસર્પ શી સુન્દર ઉજ્જવળ ચુડા ધારણ કરે છે! એ ખળ સર્પની સરળતામાં વિશ્વાસ કરજો, પણ સુવેશધારિણી નારીના સત્યમાં વિશ્વાસ કરજો ના!

"જગતના અસ્થાયી પદાર્થોમાં વિશ્વાસ કરજો, ચપળ વિજળીનાં કિરણોમાં વિશ્વાસ કરજો, જળમાં દોરેલી રેખાના સ્થાયીત્વમાં વિશ્વાસ કરજો, ખરતા તારાના સ્થાયીત્વમાં વિશ્વાસ કરજો, પણ નારીના સત્યમાં વિશ્વાસ કરજો ના?

"જગતના સર્વ ચપળ, ચંચળ, માયાવી, અપ્રકૃત પદાર્થો એકીભૂત કરો ને તે ઉપર નામ લખો: 'નારીનું સત્યપાલન!'"

ચારણનો ઉગ્ર સ્વર સાંભળી પુષ્પ સ્તબ્ધ બની ગઇ. ધીરે ધીરે ચારણદેવે પાસે આવીને પુષ્પને પૂછ્યું: "આ ગીત દેવીને ભાવ્યું ને?"

પુષ્પ ચકિત થઇ ઉભી રહી! થોડી વાર પછી બોલી: "ચારણદેવ! એ ગીતનો અર્થ સમજાયો નહિ, તે દિવસે તો આપે આવું ગીત નહોતું ગાયું!"

એ કોમળ સ્વરથી પત્થર પણ દ્રવી જાત, ચારણનું હૃદય ના દ્રવ્યું, તે બોલ્યો: "ગીત મારૂં નથી, મેં તો શીખ્યો હતો તેવું ગાયું."

પુષ્પ: "જેણે આપને એ ગીત શીખવ્યું તે કુશળ છે?"

ચારણ: "કુશળ નથી, તે કુસ્વપ્નથી અતિશય પીડાય છે. આપને જે ચિહ્ન આપ્યું છે તે એકવાર જોવા માગે છે."

પુષ્પ હવે ભયભીત બની ગઇ. તે ચારણની વીંટી હૃદય સાથે રાખતી. સર્વદા તેનાં દર્શન કરતી, ફરી હૃદયે બાંધતી, પણ જે દિવસે તેને ભીમચન્દ ભીલને પાસે આણી, તેજ દિવસથી તે વીંટીને ખોળે છે, પણ જડતી નથી.

ચારણે કમ્પિત સ્વરે પ્રશ્ન કર્યો: "વીંટી ક્યાં ગઇ?"

પુષ્પ સ્તબ્ધ ને નિરુત્તર બની ગઇ.

જરા ક્રુદ્ધ સ્વરે ચારણે પ્રશ્ન કર્યો: "વીંટી ક્યાં ગઇ?"

અસ્ફુટ સ્વરે પુષ્પ બોલી: "અનવધાનતા ક્ષમા કરો, વીરપુરુષને જણાવજો—"

ચારણે ગર્જના કરી ત્રીજી વાર એનો એજ પ્રશ્ન કર્યો: "વીંટી ક્યાં ગઇ?"

પુષ્પ: "મેં અભાગણીએ વીંટી ખોઇ છે."

ચારણ: "અભાગણિ! એની સાથે તેજસિંહનો સ્નેહ પણ તેં ખોયો છે."

વિજળીની ગતિએ ગુપ્તવેશ તેજસિંહ દૃષ્ટિ બહાર થઇ ગયો.

---

# પિતાના કિલ્લામાં પ્રવેશ

ततो भेरीमृदंगानां पणवानाञ्च निस्वनः ।
शंखनेमिस्वनोन्मिश्रः संबभूवाद्भुतोपमः ॥

— रामायणम् —

**મધ્યરાત્રિને** સમયે તેજસિંહ પાછો ભીમગઢમાં આવ્યો. તેણે વિચાર્યું: "ચપળા નારીને માટે બહુ દિન વ્યર્થ ગુમાવ્યા, હવે તો કાર્યમાં પ્રવૃત્ત થવું."

મધ્યરાત્રિને સમયે સેના તૈયાર થઇ છે, તેજસિંહે મધ્યે જઇ કહ્યું: "વૈર વાળવાનો સમય આવી પહોંચ્યો છે, ચાલો મારી સાથે."

જેઓએ તેજસિંહની એ ગર્જના સાંભળી, તેઓએ તે રાત્રે તેની ભૃકુટી વળેલી દીઠી, તેઓને તિલકસિંહ સાંભરી આવ્યો. નિ:શબ્દે સર્વે સૂર્યમહેલ તરફ ચાલ્યા.

પર્વત અને ખીણોમાં થઇ મધ્યરાત્રિએ સેના નિ:શબ્દે ચાલવા લાગી. કદી જંગલમાં થઇને, કદી સરોવર પાસે થઇને, કદી અન્ધારી ખીણમાં થઇને, કદી પર્વત ઉપર થઇને તેજસિંહની સેના ચાલી. સેના ચાલતી રહી ત્યાં સુધી તેજસિંહના મુખમાંથી એક પણ શબ્દ નિકળ્યો

નહિ સર્વે સમજી ગયા કે તિલકસિંહના પુત્રના હૃદયમાં રોષાનળ જાગ્રત થયો છે, આજ દુર્જયસિંહ જીવતો રહેવાનો નથી.

અનેક પર્વતો અને ખીણો ઓળંગી સેના અન્તે સૂર્ય-મહેલ આગળ આવી ઉભી. ઉંચા શિખર ઉપર મુકુટની પેઠે કિલ્લો આવી રહ્યો છે. પર્વત અને કિલ્લો રાત્રિના ગગનપટ ઉપર ચિત્ર જેવા દેખાય છે. ચારે દિશામાં પર્વતમાળા અને અનન્ત વૃક્ષમાળા દેખાય છે. રાત્રિના અન્ધકારમાં સૂર્યમહેલ શાન્ત છે, જગત શાન્ત છે. તેજસિંહે થોડી વાર ઉભા રહી દૂરથી પિતાનો કિલ્લો નિહાળી લીધો. મનમાં બોલવા લાગ્યો: "પિતા અનુમતિ આપો, અઢાર વર્ષના નિર્વાસન પછી આપનો પુત્ર આજે કિલ્લામાં પ્રવેશ કરે."

સેના સૂર્યમહેલ પાસે નિઃશબ્દે આવી ઉભી, રાત્રિના અન્ધકારમાં કિલ્લા ઉપર ઓચિન્તા ચઢી જવાની કોઇ કોઇ સલાહ આપવા લાગ્યા. તેજસિંહ ભ્રૂકુટી ચઢાવી બોલ્યો: "પિતાના કિલ્લામાં પુત્ર તસ્કરની પેઠે નહિ પેસે. તેજસિંહ રાજપુત છે, રાજપુત સુતેલા શત્રુની સાથે યુદ્ધ નહિ કરે."

પછી ઉંચે સ્વરે ભેરીનાદ કર્યો, ભેરીના નાદથી પર્વત અને ખીણો વારંવાર ગાજી ઉઠ્યાં, જગત ચમકી ગયું. પછી તેજસિંહ ઉંચે સ્વરે બોલ્યો: "આજ તિલકસિંહનો પુત્ર પિતાના કિલ્લામાં પ્રવેશ કરશે, જેનામાં શક્તિ હોય તે એને રોકે."

જેઓએ એ ભેરીનાદ સાંભળ્યો, તેજસિંહનો ગર્વિત શબ્દ સાંભળ્યો, તે સમજી ગયા કે આજ તેજસિંહની ગતિ રોકવી એ મનુષ્યની શક્તિમાં નથી. કિલ્લાના પહેરેગીરોએ નીચેનો શબ્દ સાંભળ્યો, તે નીચે જોવા લાગ્યા તો કીડીઓની પેઠે સેના ગઢ ઉપર ચઢતી જણાઇ.

તુરત જ તેઓએ દુર્જયસિંહને સમાચાર આપ્યા. દુર્જયસિંહ જાગ્યો ને તુરત જ કિલ્લાની ભીંત ઉપર આવી ઉભો. ક્ષણમાત્રમાં જોઇ શકયો કે રાઠોડોએ થોડા દિવસ ઉપર જે પ્રતિજ્ઞા કરેલી તે પ્રતિજ્ઞાનુ પાલન કરવા આજે તેઓ આવે છે. રોષે મનમાં ને મનમાં તે બોલ્યો: "તિલકસિંહના પુત્ર! બહુ કાળથી હું આ દિવસની વાટ જોયા કરતો હતો! આજે હૃદય શાન્ત થશે તું કે હું એક જણ આજે મરીશું, આ જગતમાં બેને માટે હવે સ્થાન નથી."

દુર્જયસિંહની આજ્ઞાથી બસો યોદ્ધાઓ કિલ્લા ઉપરથી નીચે બહાર ઉતરી પડ્યા. બાકીની સેના કિલ્લામાં રહી. કિલ્લા ઉપર મશાલો સળગી. પર્વતશિખર ઉપરની એ મશાલોએ ચારે દિશામાં દૂર દૂર સુધી પ્રકાશ મોકલ્યો, રાત્રિગગનમાં પણ દૂર દૂર સુધી પ્રકાશ મોકલ્યો.

તેજસિંહે જોયું કે વિનાયુદ્ધે હવે ચઢી શકાવાનું નથી. વજ્રનાદે યુદ્ધની આજ્ઞા આપી. જાતે હાથમાં ભાલો લીધો, તલવાર લીધી ને સેનાને મોખરે ચાલ્યો. શત્રુસેના ઉપર હલ્લો કર્યો.

ઉપરની થોડી સેના પણ નીચેની બહુ સેનાની ગતિ અટકાવી શકે, પણ તેજસિંહની ગતિ કોઇથી ના રોકાઇ. રાઠોડસેનાએ દુર્દમનીય અને અપ્રતિહત તેજે દુર્જયસિંહની સેના ઉપર હલ્લો કર્યો, તે જોઇને કિલ્લામાંની સેના તો ચકિત જ થઇ ગઇ! ક્ષણમાત્રમાં પ્રચણ્ડ નાદ ગગનમાં ઉછર્યો, વાયુમાં સુકાં પાંદડાંની દશા થાય તેવી દશા ક્ષણમાત્રમાં ચન્દાવતોના બસો યોદ્ધાની થઇ ગઇ. અનેક માર્યા ગયા ને અનેક પર્વત ઉપરથી પાકા તુમડાની પેઠે નીચે ફેંકાઇ પડ્યા. બાકીના કિલ્લા તરફ દોડવા લાગ્યા. મુડદાંના ઢગલા ઓળંગી તેજસિંહની દુર્દમનીય રાઠોડસેના હુંકારો દેઇ આગળ ચાલી.

દુર્જયસિંહે ઉપરથી આ સર્વ વ્યાપાર જોયો, નિઃશબ્દે સેના સાથે કિલ્લાની ભીંત ઉપર ઉભો. હોઠ દાંતથી દબાયા, આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તે બોલ્યો: “તિલકસિંહનો પુત્ર પિતાની પેઠે યુદ્ધ શીખ્યો છે, પણ દુર્જયસિંહ કંઇ દુર્બળ હાથે તલવાર પકડતો નથી. આવ વીરપુત્ર, આજ તારી યુદ્ધલાલસા પુરી પાડું.”

તુરત જ તેજસિંહની સેના કિલ્લા પાસે આવી ઉભી. વાસ્તવિક યુદ્ધનો આરમ્ભ થયો. રાઠોડો ફલંગ મારી કિલ્લો ઓળંગવાનો પ્રયત્ન કરવા લાગ્યા, ચન્દાવતો ભાલાથી તેમને અટકાવવા લાગ્યા. તેજસિંહના કેટલાક સૈનિકો કિલ્લા ઉપર ચઢી ગયા, દુર્જયસિંહના કેટલાક સૈનિકો ઉત્સાહથી નીચે ઉતરી પડ્યા ને રાઠોડ સેના સાથે

યુદ્ધ કરવા લાગ્યા. બન્ને પક્ષ વચ્ચે પ્રચણ્ડ યુદ્ધ થવા લાગ્યું. અન્ધકારમાં અથવા મશાલના પ્રકાશમાં શત્રુમિત્ર એકઠા થઈ ગયા, રુધિરનો સ્રોત વહેવા લાગ્યો, શબની ઉપર ઉભા રહીને સૈનિકો યુદ્ધ કરવા લાગ્યા, પ્રચણ્ડ યુદ્ધ-નાદમાં ઘવાએલાનો આર્તનાદ ડુબી ગયો. જાણે સેંકડો વર્ષોનું વૈર રાઠોડો અને ચન્દાવતોના હૃદયમાં જાગ્રત થયું હોય, જાણે એ વૈરભાવથી ગર્જી ઉઠી ચન્દાવતો અને રાઠોડો રણક્ષેત્ર અને સમસ્ત પર્વતદુર્ગ કમ્પાવી મુકતા હોય એવો ભાસ થવા લાગ્યો. સાલુમ્બ્રા અને દુર્જયસિંહનાં નામ વારંવાર ભીષણ હુંકારે ઉચ્ચારાવા લાગ્યાં, એ હુંકારાને દબાવી રાઠોડો જયમલ અને તિલકસિંહનાં નામ દેઈ હલ્લો કરવા લાગ્યા. રાત્રિકાળે એ યુદ્ધનાદથી ચારે બાજુના પર્વતવાસીઓ અને ખીણવાસીઓ ચમકી ઉઠ્યા, સમજી ગયા કે તિલકસિંહનો પુત્ર આજે પિતાના કિલ્લામાં પ્રવેશ કરે છે!

કિલ્લા પાસે આમ સમરતરંગ ઉછળવા લાગ્યો, યુદ્ધનો નાદ ગગનમાં ઉછળવા લાગ્યો. તેજસિંહ એ યુદ્ધમાં નહોતો, એ તો એકાગ્રચિત્તે ને અસુરબળે કિલ્લાનો દરવાજો તોડવાનો પ્રયત્ન કરતો હતો. કમાડ મોટા વૃક્ષના લાકડાનાં હતાં, પણ આજ રક્ષા નથી; તેજસિંહના કુહાડાથી કમ્પી ગયાં, તુરત જ પ્રચણ્ડશબ્દે કમાડ પડ્યાં; મહાકોલાહલે રાઠોડસેના ગર્જના કરી ઉઠી.

એ સમયે જે યુદ્ધ થયું, તેનું વર્ણન કર્યું જાય ના. દુર્જયસિંહે જાણ્યું કે દરવાજાનું રક્ષણ થશે નહિ તો

કિલ્લાનું રક્ષણ થવાનું નથી, તેથી તુટેલા દરવાજા પાસે તેણે જાતે આવી શત્રુસેનાની ગતિ અટકાવવાના પ્રયત્નો કર્યો. પ્રભુની ચારે બાજુએ કિલ્લાના સમસ્ત સાહસી અને બળવાન ચન્દાવત યોદ્ધાઓ આવી ઉભા. તેજસિંહ પણ દરવાજેજ હતો ને માર્ગ ખુલ્લો કરવાના પ્રયત્નો કરતો હતો, તેના રાઠોડ યોદ્ધાઓ પણ કામે લાગ્યા હતા.

ક્ષણમાત્રમાં જણાઇ ગયું કે સમુદ્રના પ્રચણ્ડ તરંગો બે દિશામાંથી આવી સામસામે જોરથી અથડાય ને વચ્ચેના પાણીને ગગનમાં ઉછાળે, તેમ બે સેનાઓ જોરથી અથડાવા લાગી ને તેનો શબ્દ ગગનમાં ઉછળવા લાગ્યો. બન્ને પક્ષ પરસ્પરના વેગથી સ્તબ્ધ બની ગયા, કોઇ આગળ ચાલી શકે ના, કોઇ પાછળ હઠવાની ઇચ્છા કરે ના. અનેકનાં શબ દરવાજા આગળ પડ્યાં. શબના ઢગલા ઉપર ઉભા રહીને રાઠોડો ને ચન્દાવતો યુદ્ધ કરવા લાગ્યા.

દુર્જયસિંહે તે દિવસે યથાર્થ યોદ્ધાનું નામ રાખ્યું. તેનું શરીર લોહીથી રાતું છે, આંખ રોષથી રાતી છે; ભીષણ પ્રતિજ્ઞાથી દરવાજાનું રક્ષણ કરવા ઉભો છે, રાક્ષસબળે શત્રુઓની ગતિને રોકે છે, વજ્રગર્જનાથી પોતાની સેનાને પ્રોત્સાહન આપે છે, પણ તેજસિંહ આજ જાણે દેવબળે બલિષ્ઠ થયો હોય, તેમ તેની ગતિ રોકવાને આજ કોઇ મનુષ્ય શક્તિમાન નથી! અમાનુષિક બળે શત્રુઓને હઠાવી પ્રચણ્ડ નાદે તેણે દરવાજામાં પ્રવેશ કર્યો, તેની ઢાલ પાસેથી જાણે કોઇ મન્ત્રબળે મનુષ્યબળ ખશી જતું હોય

એમ સર્વે ખશી જવા લાગ્યા. વીરની આંખોમાંથી અગ્નિ ઝરે છે, શરીર લોહીએ ખરડાયું છે, જમણા હાથમાંનો લાંબો ભાલો કમ્પાવતો તિલકસિંહનો પુત્ર આજ પિતાના કિલ્લામાં પેઠો.

મહાકોલાહલે મેદિની અને આકાશ કમ્પી ઉઠયાં. રાઠોડસેના અઢાર વર્ષ પછી આજે સૂર્યમહેલમાં પેઠી.

---

૩૩

## પુત્રશોકવિમોચન

गदानां मुषलनाञ्च परिघानाञ्च निःस्वनैः ।
शराणां शंखवातैश्च क्षुभिताः सप्तसागराः ॥

—रामायणम्—

કિલ્લાનો દરવાજો તુટયો, રાઠોડો મહાકોલાહલે કિલ્લામાં પેઠા, ત્યારે દુર્જયસિંહ ક્ષણેક વિચારમાં પડયો. ધીરે ધીરે કપાળ ઉપરનો પરસેવો ને લોહી લુંછી નાખ્યાં, રાઠોડો અને ચન્દાવતો વચ્ચે ચાલતું યુદ્ધ ક્ષણેક જોઇ રહ્યો.

ક્ષણેક દૃષ્ટિ કરી સ્થિર સ્વરે તેણે તેજસિંહને કહ્યું: “રાઠોરવીર! તારા યુદ્ધથી હું સન્તુષ્ટ થયો છું, તારા પિતાની પેઠે તારા બાહુમાં તું પણ અસાધારણ શક્તિ

પરાજિત દુર્જયસિંહનો કોઇ વધ કરે નહિ એવી તેજસિંહે આજ્ઞા કરી હતી. હજી પણ રાઠોડોને દુર્જયસિંહ ઉપર ઉતરી પડતા જોઇ તેજસિંહ ફરી ઉચ્ચ નાદે બોલ્યો: "દુર્જયસિંહના શરીર ઉપર જે હથિયાર ચલાવશે, તેજસિંહ તેનો શત્રુ છે."

રાઠોડો શાન્ત થયા. એ નિસ્તબ્ધતામાં માત્ર એક શબ્દ સંભળાયો: "પ્રભુની આજ્ઞા માથા ઉપર છે, પણ જ્વલન્ત અગ્નિની પેઠે પુત્રશોક હજી યે હૃદયમાં બળે છે— એ મારો પુત્રહન્તા છે!"

નિમેષમધ્યે વૃદ્ધ ગોકુલદાસ ફલંગ મારી બહાર કુદી આવ્યો ને દુર્જયસિંહના હૃદયમાં છરી બેસાડી દીધી, ઘવાએલા દુર્જયસિંહે પણ ભાગેલી તલવાર વડે ગોકુલદાસના મસ્તક ઉપર પ્રચણ્ડ ઘા કર્યો; બન્નેના મૃતદેહ ભૂમિ ઉપર પડ્યા. આટલે દિવસે ગોકુલદાસના પુત્રશોકનું વિમોચન થયું.

---

# વીંટી અને રત્ન

अद्यप्रभृत्यवनताङ्गि तवास्मि दासः ।

— कुमारसंभवम् —

પાઠક! ચાલો, યુદ્ધના આ ભીષણ કોલાહલમાંથી આપણે મહારાણાની પર્ણકુટીમાં જઇએ, ત્યાં અભાગિણી પુષ્પને મળીએ.

સન્ધ્યાકાળે એ જ નદીતીરે પુષ્પકુમારી એકલી પાણી ભરવા આવી છે. એનું કપાળ પહેલાંની પેઠે હજી પણ સ્વચ્છ છે, આંખો પહેલાંની પેઠે હજી પણ સ્થિર છે. વિષમ યાતનામાં પણ પુષ્પને આંસુ પાડતાં કોઇએ જોઇ નથી, કોઇની દયા માગતાં જોઇ નથી. યૌવનમાં એક દિન સુખસ્વપ્ન જોયું હતું; હવે એ સ્વપ્ન લીન થઇ ગયું છે. જીવનની આશા લુપ્ત થઇ ગઇ છે, જગતનું સમસ્ત સુખ ચાલ્યું ગયું છે; હજી પણ હૃદયની નિરાશા એકલી વહન કરે છે; કોઇના સ્નેહની, કોઇની સહાનુભૂતિની એને દરકાર નથી.

બાલિકાનું મુખમણ્ડળ એમ સ્વચ્છ છે ખરૂં, પણ કંઇક પાણ્ડુવર્ણ થયું છે. નયન એમ સ્થિર છે ખરાં, પણ કંઇક શ્યામ થયાં છે. જાણી શકાય કે કોઈ ગમ્ભીર અવ્યક્ત ચિન્તાએ રમણીના સ્વચ્છ મુખમણ્ડળ ઉપર છાયા નાખી છે, પણ બાલ્યકાળથી સ્નેહદૃષ્ટિએ એ મુખ કોઇ જોતું નથી.

પુષ્પ સન્ધ્યાને સમયે ધીરે ધીરે નદીતટે આવી છે, થોડુંક ગયા પછી તેણે જોયું કે પાછળ ભીલકન્યા આવે છે. પુષ્પ બોલી: "બાલિકા! તારા પિતાએ મહારાણીની વિપત્તિસમયે અમને સ્થાન આપ્યું છે, તે રાણાજી ભૂલશે નહિ. તું રાણીને જોવા આવે છે?"

બાલિકા: "ના, દેવિ! આ નદીતટે એક ચમ્પાનું ફૂલ લેવા આવી છું, મને ફૂલ આપશો?"

પુષ્પ: "હા, લેઇ જા."

બાલિકા: "દેવિ! તમારૂં મોં ફીકું કેમ?"

પુષ્પ: "ના! ફીકું ક્યાં છે?"

બાલિકા: "એ તો હું જાણું છું!"

પુષ્પ: "શું જાણે છે તું?"

બાલિકા: "તમારૂં મોં ફીકું કેમ છે તે?"

પુષ્પ: "કહે જોઇએ, શા માટે?"

બાલિકા: "તમારી કંઇક ચીજ ચોરાઇ છે તેમાં."

પુષ્પ: "શી ચીજ?"

બાલિકા: "કંઇક સોનાનું ઘરેણું; હાર, વાળી કે વીંટી."

પુષ્પ કમ્પી ઉઠી. ધીરે ધીરે બોલી: "હા, બાળા, એક વીંટી ખોવાઇ છે, તેની સાથે સાથે એક રત્ન પણ ખોવાયું છે."

બાલિકા: "તેને માટે આટલો ક્લેશ શો! વીંટી તો બીજી કરાવાશે."

પુષ્પ: "વીંટી જાય તો બીજી થાય, રત્ન ખોવાય તો આ જીવનમાં બીજું મળે એમ નથી."

બાલિકા: "કયું રત્ન, પુષ્પ? મુક્તાહાર? છાતીએ પહેરવાની જણસ?"

પુષ્પ: "હા, બાલિકા, છાતીએ પહેરવાની જણસ, પણ મુક્તા કરતાં તે વધારે સફેદ છે, વધારે કીમતી છે."

બાલિકા: "ત્યારે હવે શું થશે?"

પુષ્પ: "આ જીવનમાં પુષ્પકુમારીએ બહુ સહન કર્યું છે, આ ઘા પણ સહન થશે." બાલિકા તીક્ષ્ણ નયને પુષ્પના મોં સામે જોતી હતી, પુષ્પની આંખમાંથી એક આંસુ નિસરી પડ્યું. બાલિકાએ ઉંચું જોયું, જાણે ચમ્પાના ફૂલ તરફ જોતી હોય; ઉંચું જોઇને એણે પણ આંખનું આંસુ લુંછી નાખ્યું.

થોડોક વખત ઉંચે જોયા પછી બાલિકા બોલી: "દેવિ, મને ચમ્પાનું ફૂલ તોડી આપો તો તમારૂં રત્ન શોધી આપું. અમે વનવગડે રખડનારાં, તેથી જડે તો લાવી આપું."

ભીલકન્યાની સરળતા જોઇ પુષ્પે કંઇ ઉત્તર આપ્યો નહિ. ધીરે ધીરે ચમ્પાનું ફૂલ તોડી કન્યાના હાથમાં મુક્યું. બાલ્યચપળતા ત્યાગ કરી ગમ્ભીર સ્વરે ભીલકન્યા બોલી: "પુષ્પકુમારી, કાલે તમારૂં રત્ન પાછું મળશે."

બીજે દિવસે પ્રભાતમાં ઉષાપ્રકાશે પૂર્વદિશાને લાલ રંગે રંગી કાઢી છે, એ સમયે પુષ્પકુમારીનું રત્ન પાછું મળ્યું! સૂર્યમહેલનો અધિપતિ તેજસિંહ પુષ્પકુમારીની પાસે સજળ નયને ક્ષમા માગવા આવ્યો છે! પુષ્પના ક્ષીણ હસ્તને નયનજળથી સિંચી ક્ષમા માગે છે.

વિસ્મય પામી પુષ્પકુમારીએ જોયું કે સૂર્યમહેલનો અધિપતિ જાતેજ પેલો દેવકાન્તિ દીર્ઘકાય ચારણદેવ! ઉલ્લાસે અને ઉદ્વેગે પુષ્પ સંજ્ઞાશૂન્ય થઇ ગઇ, તેજસિંહે પુષ્પના નિશ્ચેષ્ટ કમ્પતા કલેવરને પોતાના વિશાળ હૃદયમાં ધારણ કર્યો!

તેજસિંહની સાથે મહાધામધુમથી પુષ્પકુમારીના વિવાહ થયા, મહારાણા જાતે એ લગ્નમણ્ડપમાં પધાર્યા, મહારાણીએ જાતે પુષ્પકુમારીને આદરથી આલિંગન આપ્યું ને તેને કણ્ઠે પોતાનો મુક્તાહાર પહેરાવ્યો.

એ સુખરજનીનું કોણ વર્ણન કરી શકશે? એ તરસ્યાં હૃદયના પ્રથમ સુખના ઉચ્છ્વાસનું કોણ વર્ણન કરી શકશે? પુષ્પને નિન્દે એવો પુષ્પકુમારીનો દેહ તેણે હૃદય સાથે ચાંપ્યો, હોઠને ચુમ્બ્યો ને પછી બોલ્યો: "પુષ્પ! પુષ્પ! એક દિવસ તારા ઉપર મિથ્યા સન્દેહ આણી તને ક્લેશ આપ્યો હતો, એ દોષ તેં ક્ષમા કર્યો છે?"

પુષ્પકુમારી સજળ નયને બોલી: "દેવ! જે દિવસે તમારો દોષ લેઇશ, તે દિવસે જાણજો કે પુષ્પ જીવતી

નથી. મને જે કષ્ટ પડ્યું છે, તે મારા પોતાના દોષનું પ્રાયશ્ચિત્ત છે. પ્રભુ! તમારી આપેલી વીંટી મેં કેવી રીતે ખોએલી?"

તેજસિંહે એ પુષ્પનિન્હિત હોઠને ફરી ચુમ્બ્યા ને કંઈક હસ્યો, પછી બોલ્યો: "પુષ્પ! ક્ષોભ પામતી ના, એમાં તારો દોષ નથી, એ વીટીં તેં ખોઈ નહોતી."

પુષ્પ: "મેં નહિ તો કોણે ખોઇ હતી? આહા! એ વીંટી ફરી મળે, તો એને સદા હૃદય ઉપર ધારણ કરૂં, પછી કદી ખોઉં ના."

તેજસિંહ: "ઈશાનીએ તારી મનોવાંચ્છા પૂર્ણ કરી છે."

એમ કહી ધીરે ધીરે પોતાની છાતી ઉપરથી એ વીંટી બહાર કાઢી, પુષ્પને આપી. પુષ્પ ચકિત થઇ ગઇ. ચકિત દૃષ્ટિએ તે વીંટીને વારંવાર જોવા લાગી, વારંવાર ચુમ્બન કરવા લાગી, પછી એને કણ્ઠમાં પહેરી. સ્વામી તરફ જોઇ રહી, કંઇ બોલી શકી નહિ.

તેજસિંહે ફરી હોઠ ઉપર ચુમ્બન કર્યું ને તેની આંખમાં આવેલાં આંસુ લોહી નાખ્યાં. ધીરે ધીરે એક પત્ર બહાર કાઢી પુષ્પના હાથમાં આપ્યો. પુષ્પકુમારીએ પત્ર વાંચી જોયો. એ પત્ર ભીલકન્યાએ મોકલ્યો હતો:

"તેજસિંહ! તમારી વીંટી એક દિવસ ખોવાઇ હતી તે યાદ છે? તે દિવસે તમે બાલિકાને કહ્યું કે જો જડે

તો વીંટી તારી. પુષ્પને અને મહારાણીને તમે એક દિવસ મારે ત્યાં મોકલી દીધાં હતાં તે યાદ છે? તે દિવસે બાલિકાએ પુષ્પની છાતી ઉપરથી એ વીંટી કાઢી લીધી હતી. પુષ્પ ત્યારે ઉંઘતી હતી!

"બાલિકાએ વિચાર્યું કે પુષ્પને હાથે પાંચ આંગળીઓ છે, બાલિકાને હાથે પણ પાંચ આંગળીઓ છે; પુષ્પ જો વીંટી પહેરી શકે તો બાલિકા પણ તેની અધિકારિણી કેમ નહિ? ભીલ અને રાજપુતને ઘડયાં છે તે તો એકજ પ્રકારના ઘડયાં છે, ત્યારે પુષ્પ જેની અધિકારિણી, બાલિકા પણ તેની અધિકારિણી કેમ નહિ?

"પણ હું તો બાલિકા, મેં ધારવામાં ભૂલ કરી છે. તેજસિંહને બાગનું ફૂલ વહાલું લાગે છે, વનફૂલ એમને ગમતું નથી. તે દિવસે રાત્રે બાગમાં ફૂલ લેવા ગએલા, ત્યારે લાગે છે કે તમેજ પુષ્પને વીંટી આપી આવ્યા હતા. મારાં ફૂલ તો વનનાં હતાં, તેથીજ મને કંઇ આપ્યું નહોતું. હું તો બાલિકા, બધી વાત જાણી શકું ના.

"આજ સાંજે પુષ્પને મળવા ગઇ હતી, ધાર્યું કે તેની પાસેથી બાગનું ફૂલ લઇ આવીશ. તેણે કહ્યું કે એને વીંટી તો તમેજ આપી હતી, ને તેની સાથે એક રત્ન પણ આપ્યું હતું. મને વીંટી જડી, પણ રત્ન તો જડયું ના.

"પુષ્પ બોલી, કે વીંટી કરતાં રત્ન ઉજળું છે. ત્યારે મારે વીંટી રાખીને શું કરવી હતી? આ પત્ર જેની સાથે મોકલું છું, તેની સાથે વીંટી પણ મોકલું છું. પુષ્પની જણસ પુષ્પને પાછી આપજો.

"પુષ્પને રત્ન પણ પાછું મોકલી દેવાનુ કહ્યું હતું; એ રત્ન ખોળ્યું, પણ અહીં જડતું નથી. જો તમે એ રત્ન પુષ્પ પાસેથી ચોરી લીધું હોય તો એને પાછું આપજો."

એક વાર, બે વાર, ત્રણ વાર પુષ્પે એ પત્ર વાંચ્યો. અન્તે કંઈક હશીને બોલી: "ગાંડી બાલિકાએ વીંટી સુન્દર દેખીને ચોરી લીધેલી!"

બાલિકા પિતાને ઘેર રહેતી હતી, પણ ઘરનું કંઇ કામ કરતાં શીખી નહિ. સર્વદા પર્વત અને ખીણમાં ભટકતી ફરતી, ને એકલી એ સરોવરને તટે બેશીને ગાન કરતી. પાલની ભીલનારીઓ તેને ગાળો દેતી ને તેનો આવો સ્વભાવ જોઇ કોઇએ તેની સાથે લગ્ન કર્યું ના.

એ ચપ્પન પ્રદેશમાં અનેક દિવસો સુધી નિર્જન કન્દરે અને ઉન્નત શિખરે મધ્યરાત્રિને સમયે કોઇ રમણીકણ્ઠનું ગીત સમ્ભળાતું. પ્રાતઃકાળમાં પ્રવાસીઓ કોઇ કોઇ વાર એ પર્વતસરોવરને તીરે રમણીનું પાણ્ડુવર્ણું મુખ અને ઉજ્જ્વળ નયનો દેખી શકતા. લોક કહેતા કે કોઇ વિશ્રામશૂન્ય ઉદ્વિગ્ન પ્રેતકન્યા હશે!

---

# રાજપુત જીવનસંધ્યા

प्रतिकूलतामुपगते हि विधौ विफलत्वमेति बहुसाधनता ।
अवलम्बनाय दिनभर्तुरभून् न पतिष्यतः करसहस्रमपि ॥

— शिशुपालवधम् —

ઇ. સ. ૧૫૯૭માં મેવાડના મહારાણા પ્રતાપસિંહનું મૃત્યુ થયું, તેના પછી બાદશાહ અકબરશાહે આઠેક વર્ષ રાજ્ય કર્યું. તે જીવ્યો, ત્યાં સુધી મેવાડ જીતવાનો કંઇ પ્રયત્ન કર્યો ના.

જહાંગીર સિંહાસને બેઠો એટલે એણે મેવાડ જીતવાનો ઉદ્યોગ ફરી આરમ્ભ્યો. પ્રતાપના સત્તર પુત્રોમાં મોટો પુત્ર અમરસિંહ પિતાની પછી સિંહાસને ચઢ્યો, મૃત્યુકાળે પ્રતાપ-સિંહ અમરસિંહને આજ્ઞા કરતો ગયો હતો કે દિલ્લીની સાથે સદા યુદ્ધ કર્યા જ કરવું, અમરસિંહે પણ તેમ કરવાની મૃત્યુવશ થતા પિતાની પથારી સમીપ પ્રતિજ્ઞા કરી હતી. પુત્રથી બન્યું ત્યાં સુધી પિતાની આજ્ઞાનું પાલન કીધું, જહાંગીરની અનન્ત સેના સાથે અમરસિંહે સોળ વર્ષ સુધી યુદ્ધ કર્યું, મોગલસેનાને પરાજય આપી દેશનું રક્ષણ કર્યું. જહાંગીરે પ્રતાપના ભાઇ સાગરજીને રાજપદે સ્થાપી ચિતોડ મોકલ્યો. ભત્રિજો અમરસિંહ દેશને માટે યુદ્ધ કરે છે અને પોતે મોગલોને આધીન રહીને ચિતોડની

રક્ષા કરે, એ વિચાર સાગરજીથી સહન ના થઇ શકયો. ભ.ત્રેજાને ચિતોડ સોંપી પોતે જહાંગીરશાહની પાસે ગયો ને ત્યાં રોષે અ.ભિમાને આત્મહત્યા કરી.

આટલે દિવસે ચિતોડ પાછું મઽ્યું ખરૂં, પણ મોગલોની સાથે હવે યુદ્ધ અશકય હતું. પ્રત્યેક યુદ્ધમાં અમરસિંહની સેનાનો અને ધનનો નાશ થતો ચાલ્યો; વિજય મળતાં પણ જે હાનિ થતી ગઇ, તે પુરવી અશકય .થઇ પડી. મનુષ્યથી બને તેટલુ અમરસિંહે કર્યું. અન્તે ઇ. સ. ૧૬૧૩ માં મોગલોની આધીનતા સ્વીકારી, હાય! બાદશાહના શાહજાદા સુલતાન ખુરમની પાસે એણે આધીનતા સ્વીકારી, પછી પોતાના પુ કરણસિંહને સુલતાન સાથે અજમેર જહાંગીરશાહને તંબુએ મોકલ્યો.

સુલતાન ખુરમ (જે પાછળથી શાહજહાંને નામે હિન્દુસ્થાનના તખ્ત ઉપર ચઢ્યો તે) યુવરાજ કરણને લેઇ અજમેર ગયો. આટલા દિવસ પછી મેવાડનો વિજય થયાથી બાદશાહ બહુ આનન્દિત બની ગયો અને યુવરાજ કરણને બહુ આદરસત્કાર આપ્યો. પોતાની જમણી બાજુએ યુવરાજને આસન આપ્યું, મોટી મોટી સોગાતો આપી ને પોતાની સાથે બેગમ નુરજહાં પાસે લેઇ ગયો. નુરજહાંનું નામ જગદ્વિખ્યાત છે, તે જેવી સુન્દર હતી તેવી જ બુદ્ધિમાન હતી. પોતાના અનિર્વચનીય રૂપાલાવણ્યથી અને ચાતુર્યથી સ્વામીને મુગ્ધ કરી રાખ્યો હતો ને અસાધારણ બુદ્ધિબળથી સમગ્ર ભારતવર્ષ ઉપર રાજ્ય ચલાવતી હતી.

નુરજહાંએ યુવરાજ કરણને સત્કાર આપ્યો ને હાથી, ઘોડા, તલવારો વગેરેની સોગાત આપી યુવરાજને સન્તુષ્ટ કર્યો. બન્યું ત્યાં સુધી બાદશાહે અને બેગમે યુવરાજને સમ્માન આપ્યું, પણ પ્રતાપસિંહના પૌત્રનું લલાટ સ્વચ્છ થયું ના. પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહ તો સ્વદેશનો રાજા હતો; અમરસિંહ અને કરણસિંહ અત્યારે સ્વદેશના જાગીરદાર છે. અજમેરની મહાધામધુમમાં પણ, ભારતેશ્વર અને ભારતેશ્વરીના આટઆટલા સત્કારમાં અને સમ્માનમાં પણ, કરણની ભૃકુટિ સંકોચાએલી રહેતી, કરણનું લલાટ મેઘાચ્છન્ન રહેતું!

આમ બહુ સમ્માન અને સોગાતો આપી બાદશાહે કરણને વદાય કર્યો. બાદશાહે જાતે લખ્યું છે કે આ પ્રસંગે તેણે કરણને બાર લાખ રૂપિયાની સોગાતો આપી હતી ને તે ઉપરાંત એકસો દશ ઘોડા અને પાંચ હાથી આપ્યા હતા; અને વળી સુલતાન ખુરમે જે કંઇ બીજું આપ્યું હતું તે તો જુદું!

કરણ સ્વદેશ તરફ વિદાય થયો ને ધામધુમનો અન્ત આવ્યો. રાત્રે જહાંગીરે જરા હશીને નુરજહાંને કહ્યું: "કરણે કદી બાદશાહનો દરબાર જોએલો નહિ, તેથી તે જરા શરમાતો હતો, હંમેશાં નીચું જોઇ રહેતો."

લાવણ્યમયી નુરજહાં સુધાહાસ્ય હશી, પતિ તરફ જરા મજાકની દૃષ્ટિ કરી બોલી: "જહાંપનાહ! એમ નહિ,

આપણા સૈન્યબળથી મેવાડ આપણને આધીન થયું છે, પણ ચિરસ્વાધીન સિસોદિયાઓને હજી યે આધીનતાનો અભ્યાસ નથી.”

નુરજહાંનું કથન સત્ય હતું. અમરસિંહ પ્રતાપસિંહનો પુત્ર છે, આધીનતા સહન કરી શકતો નથી. સુલતાન ખુરમ જ્યારે દિલ્લીશ્વરનું ફરમાન આપવા આવ્યો, ત્યારે અમરસિંહ તે સ્વીકારી શક્યો ના. સુલતાન ખુરમ માનસિંહનો ભાણેજ થાય છે, રાજપુતમાતાનો પુત્ર છે, રાજપુતનું ઉચિત સમ્માન સમજી શકે છે. તેણે અમરસિંહને કહાવી મોકલ્યું: “અમે માત્ર મહારાણાના બન્ધુત્વના ભુખ્યા છીએ, અમારે બીજું કશું જોઇતું નથી. મહારાણા રાજધાનીમાંથી બહાર આવી દિલ્લીશ્વરના ફરમાનનો માત્ર સ્વીકાર કરે એટલે ઘણું; મેવાડપ્રદેશમાંથી મુસલમાન સેનાને અમે તુરતજ બોલાવી લેઇશું.”

જિતાયલા રાજાને કોઇએ આવું સમ્માન આપ્યું નહિ હોય. પણ મહારાણો હવે જિતાયલો રાજા છે, હવે દિલ્લીશ્વરને ફરમાનબળે એને દેશ ઉપર રાજય કરવું પડશે, એ વિચાર સિસોદિયા અમરસિંહના મનમાં સ્થાન પામી શક્યો ના. તેણે પિતાની પાસે જે પ્રતિજ્ઞા કરી હતી, તે સાંભરી આવી; ફરમાન સ્વીકારી શક્યો ના.

અમરસિંહે પોતાના યોદ્ધાઓને સભાસ્થાનમાં બોલાવ્યા. ચૌહાણ ને રાઠોડ; ઝાલા, પરમાર ને સિસોદિયા સર્વે રાજયસભામાં એકઠા થયા. તેજસિંહ પણ આવ્યો હતો,

હાલ તેનું વય પચાશેક વર્ષનું થયું હશે, પણ હજી તેનું શરીર પ્રથમના જેવું જ બલિષ્ઠ છે. તેની પાસે તેનો બાળક ગજપતિસિંહ પિતાના વીર્યનું અનુકરણ કરતાં શીખે છે, યુદ્ધક્ષેત્રમાં પિતામહનું નામ રાખતાં શીખે છે.

દૂતે આવી નિવેદન કર્યું કે રાજધાનીને દરવાજે સુલતાન ખુરમ આવ્યા છે, રાણાજી જાતે ફરમાન લેઇ આવશે, એટલે તે પાછા જશે. સભાસદો ચુપ બની ગયા. થોડીવાર પછી સર્વ યોદ્ધાઓની સમ્મુખ રાણા અમરસિંહે પુત્ર કરણસિંહને લલાટે રાજતિલક કર્યું ને કહ્યું: "પ્રતાપસિંહને પુત્રે પિતા સમક્ષ જે પ્રતિજ્ઞા લીધી હતી, તે એ વિસરી જશે નહિ; આધીનતા સ્વીકારી રાજ્ય કરશે નહિ, યુવરાજ આજથી રાજા થશે. હું વૃદ્ધ થયો છું, હવે વાનપ્રસ્થ સ્વીકારીશ."

એજ દિવસે (ઇ. સ. ૧૬૧૬માં) રાજધાની ઉદયપુર ત્યજી અમરસિંહ નચૌકી નામના સ્થાનમાં જઇ રહ્યો. ત્યાર પછી તે પાંચ વર્ષ જીવ્યો, પણ રાજધાનીમાં પગ મુકયો ના, રાજદણ્ડ ગ્રહણ કર્યો ના.







સમાપ્ત